હિંદની રાજ્યદ્વારિ શેતરંજ ઉપર

# પારસી પ્યાદું

*

(૧) બહુમતીઓ અને લઘુમતીઓને લગતો સવાલ અને પારસીઓ

(૨) આજના નવા જમાનામાં ખીલતી રાજ્યદ્વારિ હાલતોમાં પારસીઓનું સ્થાન

(૩) પારસીઓ સામે પડેલી રાજ્યદ્વારિ તકો

*

એસ. એચ. ઝાબવાળા

# મારે શું કહેવું છે.

૨૬૭૬

———:o:———

આ પુસ્તીકાના દીબાચા તરીકે પુસ્તીકામાં મારે શું કહેવું છે તે સંબંધી બે બોલ જણાવવા જરૂરી થઈ પડશે.

એકંદર રીતે પારસી જેવી એક લઘુમતી=માઇનોરિટિ રાજ્યદ્વારિ બાબદોથી બેફામ રહે છે. આજ સુધી પારસીઓ આ કુદરતી હાલતને અનુસરીને ચાલતા રહ્યા છે; પણ હવે પારસી માત્ર ઇરાન વતનનો પારસી રહ્યો નહિ. ૧૨૧૭ વર્ષ સુધી હિંદનું નીમક ખાઈને તેનું લોહી હિંદી પારસીમાં બદલાયું છે. તે રહ્યો મૂળ પારસી, પણ વિચાર, જીવન, રહેણી કરણી—આ સઘળું નવાં હિંદના જોશમાં ભળી ગયું છે.

નવુ હિંદ તે કાંઇ બ્રિટિશોની અગાઉનું પાછું પુરાણું રાજારજવાડાવાળું, અમીર ઉમરાવાળું, ગરગામડેનું હિંદ રહ્યું નહિ. નવું હિંદ એટલે બ્રિટિશોએ ૧૫૦ થી ૨૦૦ વર્ષ સુધી જે બંધારણ પૂર્વક ઘડામણ કરી દીધેલું અને કાયદેસર વહિવટ કરનારૂં હિંદ, તે આપણને સાપુરદ કરી દીધેલું હિંદ કે જેમાં ન્યાત જાત વિગેરેનો ભેદભાવ નીકળી ગયલો હોય અને જેમાં એક મહાપ્રજા સૌ સાથે મળીને રાજ્ય કરનારી હોય. આવું ૧૫૦ થી ૨૦૦ વર્ષ દરમ્યાન ખુન રેડયાવિના ફેરફાર પૂર્વક બની ગયું છે જે દુનિયાના મોટ મોટા ઇતિહાસોમાં એક અપૂર્વ બીના ગણાય. બંડ, બળવો, ખૂનરેજી વગર આવી ભવ્ય ઉથલપાથલ થઈ ગયલી હોય એવો દેશ તે હિંદ એમ સમજીને વિચાર કરવાનો છે.

એવાં હિંદમાં પારસી જીવે છે. વળી એવા ફેરફારમાં તેણે પણ પોતા તરફનો ફાળો આપ્યો છે. એ દેશમાં પારસીઓએ પોતાની કોમને દીપાયમાન બનાવી શકાય એવી કઇ રીતે વર્તવું છે તે દરેક પારસી જાણે તો તેટલાં પ્રમાણમાં દેશનાં રાજ્યદ્વારી પ્રકરણમાં તેણે હિસ્સો લીધેલો કહેવાય.

આપણી બુદ્ધિ, આપણી દીલસોજી અને આપણી ઇન્સાફી વર્તણુંકની સારા દેશને જરૂર છે. પારસી જાગૃત થવે દેશનો માર્ગ સાફ બને છે.

આ પુસ્તીકા લખવાનો હેતુ માત્ર એટલોજ કે દેશની સફાઇમાં પારસી શું કરી શકે, દેશને દુનિયાવરણમાં આગળ રાખવા પારસી શું બજાવી શકે એ દરેક પારસીએ આજના ઉગતા કાળમાં જાણવું જરૂરી છે.

દેશ અમર છે. સ્ટેટ યાને કે બંધારણ પૂર્વક રાજકાજ ચલાવતો દેશ તે અમર છે. અંદરની રાજ્યઘટના બદલાતી રહેશે. બ્રિટન અમર છે. પણ પાર્લામેન્ટમાં નિયમીત ફેરફારો થયા કરવાના. આવું આજે પૃથ્વીપરના દરેકે દરેક

દેશમાં આવી રહયું છે. તેમ હિંદ દેશમાં રાજ્યની રૂઢીઓ અને રાજકાજની રસમો બદલાતી રહેશે પણ હિંદ કદી મરશે નહિ, અને ત્યાં સુધી પારસીબી અમર છે અને દેશનાં ઉગતાં ભવિષ્યની સાથે તેનું ભવિષ્યબી ઉગતુંજ રહેશે.

પહેલાં તો જેમ દેશ એક હતો તેમ રાજ્યની પધ્ધતિ પણ એક હતી અને તેમાં અદલા બદલી ભાગ્યે થતી હતી. કોન્ગ્રેસનાં હસ્તીમાં આવ્યા બાદ ૧૯૦૮ માં ફેરફારો થયા, પછી ૧૯૧૪–૧૯૧૮ વાળી પહેલી જર્મન લડાઇ વેળા કાંઇ નવા સુધારા દાખલ થયા. પછી ફરીને ૧૯૩૫ માં નવો ધારો હસ્તીમાં આવ્યો. એ સર્વે વેળાએ રાજ્યમાં ફેરફારો થતા રહ્યા, છૂટાપણું આગળને આગળ વધતું રહયું. પધ્ધતિ માત્ર બ્રિટિશજ રહી. ૧૯૩૯ ની નવી બીજી જર્મન લડાઇ વેળા મામલો હાથથી ઘણોજ આગળ વધી ગયો ને ૧૯૩૦ના લાહોર ખાતે કોન્ગ્રેસે કરેલા આઝાદીના નિર્ણય મુજબ તેણે સમસ્ત દેશમાં સંપૂર્ણ આઝાદી આણવાનાંજ પગલાં લેવા માંડયાં. એ સર્વ પગલાં લેતી વેળાએ પારસીએ કોઇ પણ વિરૂદ્ધ તરફી દિશા હાથ ધરી નહોતી. તેણે પૂર્ણ આઝાદીની વિરૂધ્ધ બેશક, કયું પણ દેશદ્રોહી કાર્ય કીધું નહોતું. કેટલાંક પારસીઓએ તો આ વેળાએ બને એટલા દરેક ભોગ વટીક આપ્યા હતા.

રાજ્યની અદલાબદલી વખતે પારસીએ દેશના મોટા વજનદાર પક્ષની સાથે સાથે રહી દેશની રાજ્ય નૈતિક ચડતીમાં બને એટલો ફાળો આપ્યો. સ્વરાજ્ય આવ્યું અને પારસી પણ તેનો સુલાભ ઉઠાવે એ પારસીઓ ઇચ્છે છે. પારસી વિનાનું હિંદુસ્તાન નથી. પણ તે પારસી જોઇએ કે જે સાચો હિંદીમય છે. જેણે હિંદનું નીમક ખાધું હશે તે હિંદ તરફ બેવફા કેમ થઇ શકશે?

## હરીફાઇના જમાના.

ચાહે એટલી આપણે વરફડી કર્યે તોએ સંસારનાં સ્વરૂપો બદલાતાં જાય છે. કેટલાંક દુઃખો સામે આવી ઉભાં રહે છે તો પણ ઘણાંક સુખોબી આજના સાયન્ટીફીક ઓજારોને લઇને આપણને મળ્યાં જાય છે. આ બધી સગવડો–અગવડો એક નવીન ભ્રાન્તીજ પેદા કરે છે. એનું નામ તે ફેરફાર. આપણાંમાંના જુના વીચારવાળાઓ ચાહે એટલી દોરી ખેંચેલી રાખે કે નવા પવારેસવ સુધારાવાળાઓ દોરી ઢીલી મુકે પણ એ બેની ખેંચતાણમાં કયાં પણ કાંઇ સ્થીરતા તો આવે છેજ. આ સ્થીરતા તે ફેરફાર પામેલી એક સ્થીર હાલત. પારસી કોમ અહીંયાં દરેક પળે ઉભી છે. તાંતણો યા તો તુટે યા તો મજબુત. રહે પણ લાંબા સમયના ગાળા દરમ્યાન અનુભવે દેખાડયું છે કે આપણો સંસાર એક કોમ તરીકે તુટયો નથી. આપણે કોમ અને કોમપણું જાળવી રાખ્યું છે. આપણામાં આર્થીક અને સામાજીક મુશ્કેલીઓ આવી છે પણ આપણું મુળ આપણે ઉખડી જવા દીધું નથી–આપણે ખસ્યા હતાઃ પણ વળી હટયા પણ છીએ

સમયની દોરી ઉપર જે કોમના અંકુશ રહ્યા તે કોમ મધ્યબીન્દુથી આગળ પાછળ જાય તો પણ તેનો નાશ તો નહી થાય. આપણે સુધર્યા પણ આપણે વળી બગડયા. બગાડ કરતાં સુધારો વધુ રહ્યો હોવો જોઇએ કારણ કે આપણે વધેલા તરીકે આજે દુનીયા સનમુખ જીવી રહ્યા છીએ. સદંતરજ બગાડો હોત તો અત્યાર અગાઉનું આપણું મીંડું (૦) આવી રહ્યું હોત.

## થતા આર્થીક સુધારા.

સરકારી કાયદા મારફતે જ્યારે આર્થીક ફેરફારો થાય છે ત્યારે તેમની અસર સમાજનાં બંધારણ ઉપર થાય છે: દાખલા તરીકે કામના કલાકો સરકારે આજે ૮ તરીકે ફેકટરીઓ માટે નિર્માણ કર્યા છે અને શોપ આસસ્ટન્ટ એકટ પ્રમાણે પણ કલાકો કલાર્કની પ્રજા માટે પણ અમુક ઠરાવ્યા છે. આની અસર સંસારની ઘડામણ ઉપર થાય છે. બીજું મહેનતાણું નક્કી કરવામાં સરકાર કમતીમાં કમતી પગારનું ધોરણ ઠરાવે છે. આની પણ અસર આપણા રોજીંદા વર્તાવટ ઉપર થાય છે. તેવીજ રીતે પારસીઓ નાના મોટા ઉદ્યોગો વીગેરેમાં પડયા હોય છે. આ સર્વે ધંધદારીપણાંની અસર સંસારના બંધારણ ઉપર થાય છે એ અસરો આપણાં ઘરોની રચના ઉપરથી આપણને જણાશે. આપણો ખોરાક અને આપણા પહેરવેશ વીગેરે ઉપરથી આપણને જણાશે. ખુદ આપણી બેન્કની ચોપડી ઉપરથી આપણને જણાશે.

હવે 'જેમ ચાલે છે તેમ ચાલવા દયો' ના જમાના રહ્યા નથી. હવે તો દરેક બાબદમાં વીચારવંતપણું અને દાવકાપણું રાખીને પ્લાનીંગ કરો અને પ્લાનીંગ મુજબ તમારી કોમનું ઘડતર કરો–એ ઉદેશ દરેક સમાજમાં ચાલી રહ્યો છે. આપણી સાથે રહેતી બીજી કોમોની રચનાઓ અને ઘટનાઓ તપાસતા જાઓ તો માલુમ પડશે કે પ્લાનીંગવાળા સંસારો ઘરબાર માંડતાં થતા જાય છે, તેમનું દ્રવ્ય વધે છે અને તેમને ભવીષ્ય માટેની પોતાની નવરચનામાં કાંઇ કાંઇ આશાઓ કે કાંઇ કાંઇ ખ્યાલો આવતા રહે છે. સારસવત બ્રાહ્મણ કોમ લ્યો. આ પ્લાનીંગના પ્રતાપે તેઓએ કાંઇ કાંઇ ઠેકાણે મોટા પાયા ઉપર જમીનો હાંસલ કરી છે. માટુંગામાં આવેલું મદરાસી કોલોની જોયું છે? કલાર્કનો નાનો ધંધો કરનારા આ મદરાસથી લંગોટ લઇને આવેલા પ્રવાસીઓ મુંબઈ આવી ધંધેધાપે લાગીને આજે દરેક ઠેકાણે માતબર ઓધ્ધાઓ ભોગવે છે. આ એમની માતબરીના પ્રતાપે એઓએ સાહકારી–કો–ઓપરેટીવ સોસાયટી કાઢી અને તે સોસાયટીદ્વારા આખા માટુંગામાં એક મસમોટું મદ્રાસી કોલોનીજ કાઢયું છે. ૧૯૨૭માં જ્યારે મેં આ સોસાયટીની પહેલવ્હેલી મુલાકાત લીધી ત્યારે તે ઠેકાણે એક ભાડેના ઓરડામાં એક કલાર્ક બેસીને દાણોપાણી વેચતો હતો. સઘળા સોસાયટીના મેમ્બરો ત્યાંથીજ ખરીદી કરે. ત્યાર બાદનાં

૩૦ વર્ષમાં તો આ કો-ઓપરેટીવ સોસાયટી લાખોની મીલ્કત ધરાવતી થઇ ગઈ છે. રહેવાનાં મકાનો, શાળા, હોલ, કન્ઝયુમર્સ સોસાયટી, ક્રેડીટ સોસાયટી વીગેરે ધમ ધોકાર ચાલે છે.

## સહકારના પ્રતાપ.

મજકુર દાખલો સહકારનો પ્રતાપ દેખાડે છે. પારસીઓમાં એટલો સહકાર ભાગ્યેજ દેખાશે. સારા અને માતબર કે ઉંચા પારસી લત્તાઓમાં જાઓ અને પુછો કે "માયજી—યા બાવાજી—ફલાણાં—ચીણા આ મનઝીલમાં કેટલે માળે રહે છે?" માયજી યા બાવાજી દરવાજામાંથી માત્ર ડોકયાં પુરતુંજ ખુલ્લું મુકશે અને પોતે જાણતાં હોય કે ચોથે માળે કે ત્રીજે માળે મી૦ ફલાણાચીણા રહે છે તો પણ ધપ દઇને દરવાજો બંધ કરી દેશે કે "જી, અમુને ખબર નથી." તમે શોધતા શોધતા થાકી જાઓ તેની કશી પણ કદર નહી પણ સરીયામ જુઠું બોલી તમારી સાથે નાનો જેવો સહકાર વટીક કરશે નહી. શાદી અને લગ્નથી જોડું સંધાતુ હશે તો તેમાં વીઘનો પાડવા એ આપણા જાત ભાઇઓ ઠીક સમજે છે પણ કોમની ચઢતી અને ઉન્નતીને ખાતર સ્ત્રી અને પુરૂષ લગ્નના ગાંઠથી જોડાય તેવી ચોખ્ખી ખાહેશ કેટલા થોડામાં આપણામાં જણાશે. બુરાઇની જીભ લાંબી હોય છે. નેકીનું તારણ કરવા બહુ થોડાં બાહેર પડે છે. આ જાતનો આપણા વચ્ચેજ જો અસહકાર હોય તો પારકી કોમવાળાઓની સાથના સહકારમાંથી તેઓ આપણામાંથી કાંય નહી ફાયદો મેળવી જાય. આપણા વચ્ચેના અસહકારનો મોટો ગેરફાયદો બીજાઓની સાથના સહકારના નાના ફાયદા કરતાં વધુ જબુન ફટકો મારનારો થઇ પડે છે.

## જુદાપણાંની પવીત્રતા—એ શું?

એક મુલક આઝાદ થાય તેની સાથે સાંસારીક અને આર્થીક નજરે તેમાં વસ્તી પ્રજા અને કોમો પણ આઝાદ થાય છે. કોઇપણ કોમ તે મુલક ભેગી જ્યારે આઝાદ થાય છે ત્યારે તે પોતાપણું વધુ મજબુત રીતે ભેગું કરે છે. આપણા દેશમાં આજે એમજ બન્યું છે. The community comes to its own. પરાયાં રાજ્ય હેઠળ સ્વદેશની કોમો પોતાપણાંનાં conscience માં નહોતી આવી. આથી તેમની ગુલામી આપણી કોમની ગુલામીના બાબમાં એવો સંબંધ ઉત્પન કરવા લાગી હતી કે તેથી આપણે કોમી વર્તન અમુક પ્રકારેજ રાખવું પડતું હતું. દાખલા તરીકે હીંદુ, મુસલમાન ભાઇઓ આગલી ગુલામીના વખતમાં સરકાર દરબારના અધીકારો નહોતા ધરાવતા, તેઓ પાછળથી અંગ્રેજી કેળવણી લઇ અંગ્રેજી પોષાક, રીત રીવાજ ધારણ કરી ઉંચા હોદ્દાઓ ધારણ કરવા તમન્ના ધરાવવા લાગ્યા હતા, તેઓ અંગ્રેજી નકલ કરી ખુદ ધંધા ધાપામાં પણ વીલાયતી અને યુરોપીયન સંબંધો જોડવા લાગ્યા હતા. પારસીઓને પણ તેમજ કરવું પડયું. આ ગુલામ—ગુલામ વચ્ચેનો ગુલામીનો સંબંધ થયો

જ્યારે આઝાદી આવી ત્યારે આજ કોમે પોતાપણાંનાં ભાનમાં આવી ગઈ અને પોતાના અધીકારો, પોતાની રાહરસમો એખત્યાર લાગ્યા છે. કયાંએ સરકારી ઓફીસોમાં જાઓ–બધો આ બેજ વર્ગોથી ભરેલો સ્ટાફ જણાશે. તેઓ વચ્ચેનાં પ્રમાણોએ સર્વ અધીકારો બેશક વ્હેંચી લીધેલા હશે ત્યારે બધાએ ભેગા આપણી કોમબી આઝાદ થાય માટે આપણને પણ આ અધીકારો અને હક્કો હીસ્સાએ મળવા જોઈએ. આપણો સમાજ ગમે એટલો આગળ ઉંચે ગયો હોય તો પણ આ નવા આઝાદીના સમયમાં તેથીને પણ તે ઉંચે જવો જોઈએ. આજ ધોરણ બીજા ધંધાધાપા ઉદયોગ હુન્નર વીગેરેના સંબંધમાં સમજી લેવું જરૂરતું છે. નવા કાળનો નવો પ્રોગ્રેસ, નવી પ્રગતી આપણને પણ નસીબ થવી જોઈએ. આજે શો હીસાબ છે? જયારે બહુમતીઓની ભારે પ્રગતી થવા લાગી છે ત્યારે પારસીઓમાં સખાવત ઉપર જીવનારાઓની સંખ્યા વધી છે. જે વર્ગોમાં દલિતમંદીએ વધુ પ્રવેશ કર્યો છે તેઓ "બેહકેલાં વાજા"ની સંફમાં આવતા જાય છે અને નહી જણાતા પુરવના કે નહી ઓળખાતાં પશચમનાં.

## નાનાઓનું શું?

પારસી વર્ગો એવી રીતે એકમેક સાથે જકડાયલા છે કે ઉપરનાંઓ ઉપર કહેલી રીતે વર્તે તો તેની અસર નાનાઓ ઉપર બહુ માઠી અને ગંભીર નીવડવાનો સંભવ છે. લઘુમતી એટલે માઇનોરીટીની એ હાલત છે કે નાનાઓથી ઉપરવાળાઓની સારી અસરોનું પાલન થઈ શકતું નથી જ્યારે તેમની માઠી અસરો ઝડપથી ફેલાઈ જઈ શકે છે. આપણા સંસારમાં બીજાઓ કરતો સ્ત્રીઓને વધુ છુટાપણું હોય છે અને આપણા સંસારની મોટી હાકેમી સ્ત્રીને સોંપવામાં આવેલી હોય છે. વળી સ્ત્રીઓનું પ્રમાણ પણ આપણામાં સરખામણીમાં પુરૂષો કરતાં વધુ હોય છે. આથી ઉપરની સ્ત્રીઓની નઇચ્છવાજોગ ચાલચલગતથી આપણા આખા સમાજ ઉપર એકંદરે ખરાબ પરીણામ લાવનારૂં થઇ પડે છે. નાનાઓનો સંસાર બગાડવામાં જો આ ઉપરનાઓ જાણ્યેઅજાણ્યે કારણભુત થઇ પડતાં હોય તો કોમ તરફ તેમણે મહા પાપ કરેલું ગણાશે. અંકુશની કોતાહી આપણા સંસારમાં ચાલુ બદીઓમાંની એક મુખ્ય છે. એની શરૂઆત ઉંચા તબકકાઓથી થાય તો આપણી કોમ બહુ મજબુત રહે, બહુ આદર્શરૂપ–આઈડયલ રહે અને આપણને પડતી પર પડવા માટે કોઈપણ રીતની દહેશત નહી રહે, પણ ઉંચાઓ અને મોટાઓની આઝાદીએ કામ વીરોધી અવધીનું પાસું ધાર્યું છે એટલે નાવનું સુકાન વીરલાઓનાં હાથથી નીકળી જઈ સામાન્ય સઉ સઉના મનના રાજાઓને હસ્તક જઈ પડયું છે. દરેક ઘરનો દરેક હાકેમ. પોતપોતાની બુધ્ધીથી ઘરના ગરૂહો ઉપર હાકેમી બજાવે એટલે કોમની એકી કયાંથી રહે? બધાજ બુધ્ધીવાળા લડાઉઓ અને કોઈ કાંઈબી કરે તેની ઉપર કોમી સત્તાજ નહી તો કોણની બુધ્ધી વાંકી અને ખામીવાળી ગણી શકાય? કોમમાં કોઇ પીર, પેગમ્બર કે વીદ્વાન સાક્ષર એવો નથી કે જેના શબ્દોની ઇઝઝત ઉપર આપણે ચાલ્યે.

ખાર, મુંબાઇ.
તા૦ ૧૫ મી જુન ૧૯૪૮.

કર્તા.

## (૧)

# બહુમતીઓ અને લઘુમતીઓને લગતો સવાલ અને પારસીઓ



### નવયુગ–નવયુગ

નવયુગ આવ્યો–નવા જમાનાની કીર્તિએ દુનિયા પર નવા સૂર્યની રોશની આણી–જર્મન લડાઈ બાદ દેશોદેશની હાલત નવી બની ગઇ-હજી નવી બનતી જાય છે. "જો જર્મની હાર્યું તો આખી દુનિયા ગર્ક થશે" એમ જર્મન યોદ્ધો હિટલર ભવિષ્ય ભાખી ગયો હતો. દેશોદેશની હાલત તપાસતાં તે ખોટી આગાહી નહોતી.

યુરોપ–તારાજ થયલું યુરોપ–નવાં બંધારણોની ઈમારત ચણતું જાય છે. તેને હાંફ઼ો થાય છે, તેને શ્વાસ ભરાય છે, ત્યારે અમેરિકા જગતમાં પોતાના ઊછળતા ડૉલરનાં જોરે તેની મદદે જાય છે. મદદે જતાં નવી પ્રજાઓનાં બંધારણોમાં અમેરિકન રાજ્યદ્વારિ તત્વ દાખલ થવાનું જોર ક્રમે ક્રમે વધતું જાય છે. રશિયા તે પ્રમાણે પૂર્વયુરોપમાં પોતાનું બાંધકામ કરતાં પોતાનું છત્ર તે દિશાના દેશોનાં માથાં ઉપર ધરતું થઇ ગયું છે.

### આઝાદી આવી!

એ મુજબ આ વાત આફ્રિકા અને એશિયામાં પણ સમજી લેવી. હિંદુસ્તાન આઝાદી કમાઇ ગયું–કોઇ કહે છે કે કૉન્ગ્રેસે બ્રિટિશ રાજ્યને ખોરમ્બે પાડી નાંખ્યું–કોઇ કહે છે "મહાત્મા ગાંધીકી જય" કે જેણે સ્વતંત્રતાનું સુત્ર દેશને શીખવ્યું–કોઇ કહે છે–એ તો લડાઇમાં બ્રિટન નબળું પડયું અને લેબર પાર્ટિ વડપણમાં આવી ગઇ તેથી હિંદુસ્તાન આઝાદી પામ્યું. આઝાદી મળી આખી પ્રજાને: તેટલાંમાં મુસલમાનો પોતાને એક એલાહેદી પ્રજા દાખલ ગણાવી મુસલીમ લીગનાં વડપણ હેઠળ પાકિસ્તાનના પડઘા પાડવા લાગ્યા. મુસલમાનોએ પાકિસ્તાન મેળવી પોતાની આઝાદીનું પૂરૂં બળ જગતને ચખાડયું.

પારસીઓની આઝાદી હિંદમાં અન્ય પ્રજા ભેગી અને પાકિસ્તાનમાં મુસલમાનો ભેગી આવી જાય છે. ભલા, ભોળા, પારસીઓ ગણત્રી ચૂકયા. તેઓને માટે બ્રિટિશ સલતનત તળે એટલી ગુલામી નહોતી કે જેટલી બીજી બહુમતી Majority વાળી કોમને હતી, કારણકે પારસીઓ તે હુકુમત તળે બાથ લડી લેતા અને પોતાનો વેહ કાપી લેતા એટલુંજ નહિ પણ સાથે સાથે બીજી કોમનો માર્ગ પણ ખુલ્લો કરતા. દાદાભાઇ નવરોજીએ હિંદની આર્થિક ગરીબાઇનો સૂર ૧૯૦૦ની

પૂર્વે યુરોપના દરેક દેશમાં કાઢ્યો હતો. ગાંધી અને નેહરૂ તો ત્યારપછીનાં ૫૦ વર્ષ બાદ રાજ્યદ્વારિ ઝઘડો કરવા બાહેર પડ્યા. Poverty and the British Rule in India જેવું પુસ્તક રાજા રામમોહન રોય, કેશવચંદ્રસેન, રોમેષ દત્ત, સર અલી મોહમદખાન લખી શક્યા નહોતા કે ન તેમની લડત ખરી રીતે દેશને આઝાદી મેળવી આપવાની હતી. ભલેને તેઓએ સાંસારિક કે ધાર્મિક સુધારા પાછળ પછાડ મારીને બ્રિટિશોનો સાથ સાધ્યો હોય; પણ શુદ્ધ પારસી જરથોસ્તી-ઓએજ કૉન્ગ્રેસનો પહેલવહેલો દીવો હિંદુસ્તાનની સિયાહ, પીડાતી ભૂમી ઉપર સળગાવ્યો હતો. પારસી આઝાદીમાં આગળ રહ્યા અને ૧૯૪૭ના ઑગસ્ટ માસની ૧૫મી તારીખે આઝાદીની મશાલ હિંદુસ્તાનની બહુમતી કોમના હાથમાં તેણે મૂકી. આજે પારસી પણ હિંદ દેશની સર્વે કોમો ભેગો આઝાદીનાં આગળ વધતાં લસ્કરમાં જોડાઇ દેશનાં ઊંચાં ભવિષ્યની ઝળકતી કીર્તિ તરફ ચાલ્યો જાય છે.

## પ્રશ્નો શા છે?

પણ આ આઝાદી શું છે? આપણું રાજ્ય કેવું છે? પારસી કોમ આ આઝાદ રાજ્યમાં શી પદવી ધરાવે છે? એ સવાલો આપણા જેવી લઘુમતી=Minority કોમને વિચારવાના છે. મેજોરિટિની ભેગા માઇનૉરિટિએ રહી આઝાદ જીવન ગુજારવામાં મૅજોરિટિ વધારે બળવાન બને છે–માઇનોરિટિ ઓછી બળવાન થાય છે–એ કુદરતનો કાયદો હોય છે. મુંબાઇની કારપોરેશન લ્યો. ૧૦૬ મેમ્બરભાઇઓમાં ૧૨ પારસીઓ–આ ૧૦૬માંના ૫૬ કૉન્ગ્રેસ મ્યુનિસિપલ પાર્ટિમાં જોડાયલા–૨–૪ પારસી તેમાં બેસે બાકીના ૮–૧૦ જૂદા જૂદા પંથોમાં વહેંચાઇ ગયલા. કહો કે એક પણ માઇનોરિટિ સવાલ પાસ થઇ શકે? મુસલમાનોએ ચાલતા વખતમાં પોતાનું બળ મુસલીમ લીગ પાર્ટિ દ્વારા બતાવતા રહ્યા તો તે પણ આ ૫૬ની સંગઠિત કૉન્ગ્રેસી જમાત સામે કાંઇ કરી શક્યા નહિ, તો પારસી જેવી માઇનોરિટિ ૧૨ બધા સભાસદોની એક રાજ્યદ્વારી ટીમ=Team વટીક બનાવે તો એ મગર મચ્છો આગળ ઝીંગલું ગણાય.

આ જણાવવાની મતલબ એટલીજ કે મૅજોરિટિની આઝાદી માઇનોરિટિની આઝાદી ઉપર આજે સરસાઇ ભોગવીજ શકે એ કુદરતનો નહિ ફરે એવો કાનુન છે.

પણ શા માટે પારસીઓએ બહુમતી વિરૂદ્ધ લઘુમતીનો પ્રશ્ન એકત્ર હિંદી પ્રજાનાં બંધારણ વચ્ચે આણવો જોઇએ? આપણે બધા એક છીએ–મુસલમાનો એલાહેદી પ્રજા હોવાનો દાવો કરી બેઠા તેમ શું પારસીઓ પોતાનું પ્રજાપણું યા કોમપણું દેખાડવા બાહેર પડયા છે? બાહેર પડયા બી તો શું હક્કના ગાંઠિયા મેળવવાના છો?—આ રીતે કેટલાક ભાઇઓ સમજવે–ન સમજવે ફેંકયા જાય છે. પણ બાતેનની વાત એવી છે કે જોકે હિંદ દેશ કાંઈ હિંદુઓ માટે છે

એવું નથી એમ ખુદ વડા હિંદુ રાજ્યકર્તા પ્રધાનોએ પોતાંના દીલ્લી ખાતેનાં પ્રવચનોમાં જણાવ્યું છે, તો બી કુદરતના કાયદાનો અમલ ભૂલવો જોઇએ નહિ, અને હિંદુ મેજોરિટિઓ રાજકાજમાં વધુજ રહેવાની.

## કુદરતનો કાયદો

કુદરતનો કાયદો એમ જણાવે છે કે આઝાદીનાં રાજ્ય તંત્રમાં આઝાદ પ્રજાનું જીવન તેના મૂળ સ્વભાવ, ખમીર અને લોહી પ્રમાણે બનતું જાય છે. હિંદુઓએ કાંઈ પાપ કર્યું નથી કે તેઓ મૅજોરિટિ છે: તેમનાં મૅજોરિટિ રાજ્યમાં તો તેમનુંજ અસલ culture, civilization=સંસ્કૃતિ, શિષ્ટઆચાર ચાલી શકે. એમનો જાતિ સ્વભાવ એમના દરેક કાયદા અને અમલમાં પ્રગટ થવાનોજ. મારાં ઘરનો હું ચાલક તો જેમ મારી સંસ્કૃતિ હોય, જેવું મારૂં ચારિત્ર હોય તેનુંજ મારૂં ઘર ચાલવાનું. યથા राजा तथा प्रजा કરીને હિંદુભાઇઓમાં કહેવત છે; તેમ હિંદુ મૅજોરિટિ રાજ્યમાં એમની વિદ્યા, એમનો હુન્નર, એમની કળા, એમનું જ્ઞાનજ દેશમાં સઘળો ભોગવટો ધરાવી શકે. એને માટેજ આઝાદીની લડત હતી. તેજ પ્રમાણે પાકિસ્તાનનું મુસલમાનોના બાબમાં સમજવું. નહિ તો આઝાદીનો અર્થજ એમને માટે કશો રહેતો નથી.

આ મૅજોરિટિ સંસારના સાગરમાં હવે સમાન પંકિત ઉપર આવી ગયલી પારસી જેવી માઇનોરિટિ કોમે પોતાનું યોગ્ય ઘડતર કરવું પડવાનું. પારસીઓ એક એલાહેદી કોમ છેજ એમ દુનિયા વરણની અંદર તેણે પોતાનું સિવિલિઝેશન જાળવી રાખી આજ સુધી જીવતા રહી ખુદાની હાઝર પૂરવાર કરી આપ્યું છે.

## આપણે હીંદીઓ છીએ.

પારસીઓ હિંદુઓ નથી. આપણે હિંદીઓ છીએ. હિંદુઓ જ્યારે હિંદને હિંદુઓનુંજ સ્તાન બનાવી આપવા માંગે તો ખુદ આપણાં જીવનને માટે આપણે લડવું પડવાનું. તેજ મુજબ આપણે મુસલમાનો નથી. આપણે સિંધવાસીઓ પંજાબવાસીઓ, પાકિસ્તાનવાસીઓ છીએ. જ્યારે મુસલમાનો પાકિસ્તાનને ચોખ્ખો ઇસ્લામી મુલકજ બનાવવા ચાહે તો આપણને દરેક ક્રાન્તિકારી, રેવોલ્યુશનરી હિલચાલોને સાથ આપવો પડશે કે એ મુલક સર્વને માટે એક સરખો બનાવો. આપણામાંથી કોઇ બેકાયદાપૂર્વક કાર્ય કરવા જણાવતું નથી પણ કાયદેસર પણ ઉથલપાથલો થાય છે, તો તેમાં માઇનોરિટિ પારસીઓએ સાથ આપવામાં રાજ્યનૈતિક દ્રષ્ટિએ ખોટાપણું નજ હોઇ શકે. દરેક મુલકની અંદર એવુંજ બનતું આવ્યું છે કે મૅજોરિટિ આચરણોએ માઇનોરિટિની રાજ્યનૈતિક, સામાજિક અને આર્થિક હાલતોને પોતાનામાં ફેરવી લેવાનું કર્યું છે; તેથી માઇનૉરિટિઓને પોતાનું હિત જાળવવા સારૂ અનેક ઇલાજો લેવા પડયા છે.

## સહવાસની અસર.

સહવાસથી આપણી ટેવો, આપણાં જીવનનું સૂકાન, આપણા સ્વભાવો ઉપર અસર થાય છે. ઠાકુરદ્વાર, ગીરગાંવમાં વસ્તા પારસીને અનેક હિંદુ અસરો હેઠળ રહેવું પડે છે, સત્યનારાયણની પૂજામાં હમએરો આપવો પડે છે અને આજુબાજુ ચાલુ રેડિયોની ધમધમાટભરી પજવણી થતી હોય તો તે સાંખી લેવી પડે છે. હિંદુઓ સાથનાં કેટલીક પારસી છોકરીઓનાં લગ્ન એવા અનિયમીત સહવાસનાં કારણેજ થઇ પડયાં છે. સહવાસથી ધર્મ, નીતિ, રહેણી કરણી ઉપર ગંભીર અસરો થાય છે. એમાં બાપડી મૅજોરિટિઓ શું કરે? આપણા જેવી માઇનોરિટિ જો સમજીને સાવધ ન બને તો કુદરતી કાયદો પોતાની અમલ્યાત કેમ ચૂકે? દાદર-માટુંગા, તાડદેવ. જેવી જગ્યાઓએ પારસીઓએ કેટલીક મુદ્દત પહેલાં સારે નસીબે એકત્ર જીવવા સારૂ Colonisation ની યોજના અમલમાં મૂકી. ત્યાં આગળ મૅજોરિટિની અસરો કમીજ છે-કહો કે-નથી અને તેથી ત્યાંના પારસી સમુહો સારી રીતે જીવી શકે છે-ધર્મ, નીતિ, સંસ્કાર, પોતાની કેળવણી વિંગેરેનાં પ્રમાણો સારી રીતે જાળવી શકયા છે. જો કે અહિંયાંના પારસીઓ ઘરની બાહેર જૂદાં જૂદાં સંસાર સમાજનાં બંધારણોનાં કુંડાળાં વચ્ચે આવે છે ખરા પણ તે સહવાસ માત્ર આર્થિક ધોરણોની ગરજ સારવા અર્થે હોય છે: પણ પગમાં પગ ભેરવીને રહેનારાં કોટ, ધોબીતળાવ, ગ્રાન્ટરોડ, ફોરાસરોડ, પરેલ, માહિમ, બાંદરા વિગેરે લત્તાઓમાં રહેનારા પારસીઓનું ચારિત્ર જૂદાજ પ્રકારનાં ઘડતરનું થાય છે.

આ વસ્તુ સ્થિતિ જયાંસુધી પારસીઓ મૅજોરિટિ વર્ગના થાય નહિ ત્યાં સુધી એમની એમજ રહેવાની; અને મૅજોરિટિ થવા માટે પારસીઓને બહુલાંબો વિલમ્બ લાગશે. જેઓ મૂળ પારસી પંથીઓ તરીકે પોતાને માની લેઇ તેમજ જીવવા માંગે છે તેઓ, અને બીજા પારસીઓ કે જેઓ કોમના પંથીઓ કરતાં દુનિયાના બહોળા સમાજના પંથીઓ તરીકે છૂટા, સ્વતંત્ર-પણ પારસીઓ-તરીકે પોતાને ગણાવે છે તેઓ-વચ્ચે ચાલુ વિરૂદ્ધ વિચારોની આપ લે થયા કરે છે. વળી બન્ને પોતાની ચળવળો પણ ચલાવે છે અને કોન્ફરન્સો, પરિષદો વિગેરે ભરીને, પેપરોમાં લખીને વિરૂદ્ધતાઓ દ્વારા ઐકયનું કાંઇ મીજાન ઘડી કાઢવા ચાહે છે. યાદ રાખવું કે કોમ છોડી દુનિયાના બહોળા સમાજમાં પ્રવેશ કરવા માટે વિવાદ કરનારો પારસી પણ પારસીજ રહેવા માંગે છે પણ એ પારસી જૂના મૂળ અસલ પંથના પારસીથી વિચાર માત્રમાંજ જૂદો પડે છે. કોમીપણું કોઇ ખંડણ કરતું નથી. અહિંયાં આપારસી ઐકયની મુખ્ય ચાવી છે-કહોકે અત્યારસુધી પારસી-પારસી-તરીકે જીવતા રહ્યા છીએ એ એક પારસી, જીગરે પારસીજ રહ્યો છે તેની તાસીર છે.

## કોમવાદ.

દુનિયાના નવા ફેરવાતા આત્મામાં કેથે પણ કોમવાદ ટકી રહ્યો નથી કે તે ન ટકી રહી શકે. તેમ પારસી પણ કોમવાદી રહ્યો નથી. છતાં પારસી કરીને બોલ્યા તો તે કોમ થઇ ગયું એમ કરીને જણાવવામાં આવે છે તેમને કોમવાદની વ્યાખ્યા સમજાવવાની જરૂર ઉત્પન્ન થાય છે. જેમ દરેક ઘર કુટુમ્બ તરીકે એલાહેદું રહે છે તેમ દરેક ઇન્સાન પોતાની ગ્રહણ કરેલી કોમમાં કોમી ઇન્સાન તરીકે એલાહેદું રહે છે. જેમ દરેક ઘર મહોલ્લાઓ બનાવે છે તેમ દરેક કોમ એ રીતે પ્રજા બનાવે છે. જેમ સર્વે મહોલ્લાઓ મળીને શહેર, કસબો કે ગામ બનાવે છે તેમ દરેક બધી સાથે મળીને કોમો દેશ બનાવે છે. પણ જ્યાં રહેણી કરણી, આચાર વિચાર, ધર્મ કેળવણી વગેરે જૂદાં પડતાં હોય ત્યાં કોમો જૂદી રહે છે. એજ રીતે પારસીઓ એક કોમ તરીકે જીવતા આવ્યા છે. દેશનો તેઓ એક અવયવ તરીકે આજ સુધી જીવતા રહ્યા છે. એમની ખોળવણીમાં હજુ નુકસાન કોઇએ કર્યું નથી. રાજ્યદ્વારિ, આર્થિક કે સામાજિક વીંટાઓમાં આ કોમ ગાફેલીમાં ગીરફતાર થઇ નથી. ત્યારે જે રીતિઓ પાળી, જે રસમો ધારણ કરી જીવ્યા રહ્યા છીએ તેજ રસ્તો આપણે વર્તમાન તેમજ ભવિષ્ય માટે કેમ નહિ ધરી રાખ્યે?

## રસ્તો શો છે?

પારસી કોમવાદી નથી અને પારસી તરીકે જીવવામાં તે માત્ર સારી જગતના એક સભાસદ તરીકે જીવે છે એ માન્ય રાખવું જોઇશે. એ પારસીએ બતાવી પણ આપ્યું છે. સમસ્ત પારસીઓ જે એક કોમ બનાવી બેઠા છે તેઓ જગતનાજ હિસાબીઓ છે. કોમવાદી તો ત્યારેજ કહેવાઇએ કે જ્યારે આપણાં કોમી રક્ષણાર્થે આપણે બીજા ઇન્સાનોનું નુકસાન કર્યે; જ્યારે આપણે બીજાઓ તરફ હિંસાથી વર્ત્યે, અને જ્યારે આપણે જગતનાં દુઃખમાં દુઃખનો આપ-મતલબી સુખને ખાતર જાતિ વધારો કર્યે, એટલે કે આજનાં રાજ્યકાજમાં લાયકાત વગરના પારસીઓને ઊંચા ઓહ્દાઓ પર ઘુસાડવાનો દાવો કરવો, હિંદુ કિંવા મુસલમાન પેઢીઓની અંદર અમે પારસીએછીએ કરીને જગ્યાઓ મેળવવા લડાઇ કરવી, અથવા તે ભાઇઓનાં સામાજિક દુઃખોમાં હમ્બેરો નહિ આપવો કે અમારે શી પડી છે? અમે તો પારસી છીએ, દાખલા તરીકે નિરાશ્રિતોના બાબમાં. આપણે માટે જેટલું મનથી યા ધનથી બીજાઓનો વિરોધ કરવાનું રહે તેટલું એવાં કોમીપણાંથી દેશના સમુહને નુકસાન કરેલું કહેવાય. પણ એવું આપણે કરતા નથી એટલે પારસી કોમવાદી છે એમ જણાવવું સદંતર ગફલતી ભર્યું છે. તોએ તે કોમનાં રક્ષણ સારૂ જે પારસી કોમી ઘટિત અને તેની ઇચ્છાપૂર્વક માર્ગ લઇ શકે છે તેને માટે કોમવાદી વ્યાખ્યા નહિ વપરાય. કોમનું રક્ષણ તેજ દેશનું રક્ષણ છેઃ કોમ માટે લડત તે દેશ માટેની છે, જ્યારે દેશના

ભોગે કોમનું આપમતલબીપણું કર્યે ત્યારે કોમવાદ તેના મોટામાં મોટા આકારમાં જાહેર પડે છે.

પણ પારસી એવું કરતો નથી એટલે કોમવાદીનો કલંક તેને લાગુ પડે નહિ. પારસી જગતનો ઇન્સાન છે અને સારાં જગતને તે પોતાની સાથે પારમી રાહ ઉપર લઈ જવા ચાહે છે.

## કાંઈ કોમી બંધારણ રાખો.

Liberty એટલે છૂટાપણું એ એક ચીજ છે પણ રસમોને તરછોડી કોમનાં કુંડાળાંના નિર્ણયોની બાહેર જવું એ Liberty ને License માં ફેરવી નાંખવા જેવું છે. પ્રજાઓ આ હદે આવી ત્યારે તે ડુબી છે. પારસીઓમાં કોમ જેવું છે પણ કોમનું બંધારણ શું એ આજસુધી જણાયું નથી. ધર્મ સંબંધી, સંસાર સંબંધી કે આર્થિક અને રાજ્યકીય વિષયો બાબે આપણે શું કરવું યા કયાં જવું એ બાબે કોમની દોરવણી રૂપે કોઇ પણ પારસીને કયુંએ મળતું નથી. જેનાં પરિણામમાં તે પછી જેમ પોતાની સ્વ જાતિને અનુકુળ લાગે તેમ વર્તે છે. આપણને બંધારણ કાંઇ કાયદારૂપી જોઇતાં નથી, કારણકે આજના જમાનામાં કાયદો જ્યાં હોય ત્યાં તુટતો જાય છે અને લોકોની ઊંચામાંઊંચી શુભ ઇચ્છાને આધારે ઇન્સાનોના સમુહો ચાલતા થઇ ગયા છે. ફાસિસ્ટ કે કૉમ્યુનિસ્ટ ડિસપ્લીનની લોઢાની સખ્તાઇથી આજનો દુનિયાનો આત્મા વિરૂદ્ધ છે. અમેરિકન કે બ્રિટિશ ધોરણોની પાછળ દુનિયાનો મોટો ભાગ ચાલી રહ્યો છે એટલે તેઓનાં સામાજિક તંત્રમાં જે મોટી સંખ્યાવાળા વર્ગની રૂચિ અને શ્રેષ્ઠ અને સ્વચ્છ ઇચ્છા પ્રમાણે તેઓના કાનુનો નહિ દેખાય તેવી રીતે કોઇને પણ જોખમાય નહિ એવી રૂઢીએ, Conventions તરીકે ચાલી રહ્યા છે; તેમ આપણી કોમનું સંચાલન ચાલવું જોઇએ છીએ. કોમનાં બંધારણ માટે કાયદો બે પ્રકારનો હોઇ શકે.

૧. Written Law=હાથે લખાયલો અને કોમે સમસ્ત અંજુમનની હાજરી દરમ્યાન મંજૂર કરેલો જેવોકે પારસીઓની મરણ ક્રિયા વખતે પળાતી રસમો, કે પારસી વારસા હિસ્સાને લગતા કાયદાઓ, કે પારસી લગ્ન તલાકને લગતા કાનુનો વિગેરે.

૨. Unwritten Law=વોહુમન અને સાફ દીલનાં લોહીથી સંસારના તખ્તા ઉપર ચાલતો કાયદો, જેવો કે આપણી ધાર્મિક રસમો, આપણા સાંસારિક રિવાજો, અને આપણાં ઘરબારોમાં પ્રવર્તતી નીતિરીતિની ઉતરી આવેલી ચાલો.

જેમ એક સંસાર આ Unwritten Law ઉપર ચાલતો રહે છે તેમ તે લખાયલા કાનુની બળજબરીથી મોકળો રહે છે અને તેથી તેને હરકતો નડતી નથી. અંદર અંદર મતફેરીઓ થયા કરે પણ કોમ યા સંસાર તરીકેનું આખું

બંધારણ તુટતું નથી. દાખલા તરીકે ગ્રેટ બ્રિટનની પાર્લામેન્ટનો આખો તાલુકો લ્યો તો તમને જણાશે કે ત્યાં આગળ આ Unwritten law થી મોટા ફેરફારો થાય છે, છતાં ગ્રેટ બ્રિટનનો મુલક અને તેમાં રહેલી વસ્તીની આબાદી કે એકત્રતાપણાંને કશોબી ધોકો પુગતો નથી. આજે વર્ષો થયાં એમ ચાલી આવ્યું છે. તેવીજ રીતે પારસી કોમમાં આજસુધી આ નહિ લખાયલા અને નહિ જાહેર થયલા કાયદા મુંજબ કોમી કાર્ય ચાલી રહ્યું છે. એથી જ્યાં સુધી કોમનાં હિતને એટલું જાહેર નુકસાન થયું નથી કે જેથી કરીને Written Law લખાયલો કાયદો યા એવા કાયદાનાં લખાણની આજે કોમ તરીકે આપણને જરૂર ઉભી કરવી પડે ત્યાં સુધી કોમની ખોલવણીને કાજે અને આપણી બહુમતી થાય તેને સારૂ ધર્મની જાળવણીને લગતાજ લખેલા કાનુનો રાખવા સારૂં થઇ પડશે. જ્યારે સંસારી બાબદમાં તો નહિ લખાયલા કાયદા મુજબ એટલે કે પારસી ઇમાન મુજબ અને આપણા ધર્મને આંચ આવ્યા વગર આજુબાજુના આપણા કોમી અનુભવ મુજબ જીવન ગુજારવાની છુટ ધરાવવાને લગતી નેકી મુજબ કોમે ચાલવું ઠીક થઇ પડશે.

## બહુમતી તરફ આપણું વર્ત્તન.

હિંદુસ્તાન શું કે પાકિસ્તાન શું—આ બન્ને દેશોની બહુમતી વચ્ચે પારસી તરીકે આપણી લઘુમતીએ જીવવા માટે આપણું રાજ્યદારી વર્ત્તન જો સિધ્ધ થાય તો આપણે આર્થિક અને સાંસારિક ભવિષ્ય માટે એક કોમ તરીકે આગ મોકળો કરી શકયે. આ વર્તન શું હોવું જોઇએ એ જાણવું અવશ્યનું છે.

હિંદને કોન્સ્ટિટયુઅન્ટ એસેમ્બલી કે જેમાં લગભગ સઘળા કોંગ્રેસવાળાજ હતા તેઓએ એક પ્રજાવાદ રાજ્ય Democratic State બનાવવાનું ઠરાવ્યું છે. પ્રજાવાદ ઉર્ફે ડિમોક્રસી એક બહુજ જોખમભરી વિચિત્ર રાજ્ય નૈતિક, હાલત હોય છે કેજેની પાછળ પુરાતન ગ્રીસથી માંડીને ઇંગ્લન્ડ અને અમેરિકાનાં આજના રાજ્યો પણ તેની ઉત્તમ પદ્ધતિ ઘડી શકયાં નથી. આપણે અહિંયાં સમસ્તપ્રજા હજી બચગીની હાલતમાં છે. તેનામાં આજે કોઇપણ રકમનું રાજ્યકીય જ્ઞાન નથી. કોન્ગ્રેસની જાગૃતિમાં જે કાંઇ આખી પ્રજા રાજ્યકીય બીના સમજી શકી છે તેથી કાંઇ બહુમતીઓ આજના જમાનામાં ફાયદો મેળવી શકે નહિ. આવું આપણું સ્ટેટ= State=રાજ્ય છે. તેમાં છુટાપણું=સ્વતંત્રતા હોવાથી લઘુમતી તરીકે શીખેલી, ભણેલી અને પાવરધી થયલી પારસી કોમને વિચારવંત સંભાળથી કામ લેવાનું છે. કોઇપણ બહુમતી ઉપરના ગેરવિશ્વાસની તો વાતજ નથી. વાત માત્ર આપણા અંદરના રાજ્યકીય વહિવટને લગતી છે. આપણે કેમ ધોરણ નક્કી કરવું તે આપણે કોમ તરીકે વિચારવા છૂટ ધરાવ્યે છીએ, બલકે બંધાયલા પણ છીએ.

## પારસીઓ હિંદી છે.

પારસીઓ હિંદી છે, હિંદના સ્વિકારાયલા એવા અંશ છે કે જો તેઓ રાજ્યસત્તા ઉપર આવવા માંગે તો બીજી કોમો ભેગો તેમનો રસ્તો મોકળો છે. આજે હિંદુસ્તાનમાં વસી હિંદભૂમિને તબાહ કરનાર, નુકસાન વેહવનાર, હિંદી પ્રજાને દુઃખદેનાર લાખો હિંદી લોકો છે. તેવા પારસીઓ વિનાશકે નથી કે ન તેઓ થઇ શકે. આપણે કોમ તરીકે એટલી વાત તો નક્કી કરી લેવી જોઇશે કે આપણે હિંદમાતાના સાચા સપુત્ર તરીકેજ જીવવા માંગ્યે છીએ. આપણે બીજાઓનાં દુઃખમાં હમબેશ લેવો જોઇશે. સર જમશેદજીના વખતમાં આપણી સખાવતો સમસ્ત જાહેર પ્રજા માટે હતી. આજે એમ થતું નથી તે ખેદકર્તા છે. આપણે એવી રીતે બીજી કોમોના અવિશ્વાસનું કોઈ પણ પગલું ભરવું જોઈતું નથી.

આપણે દરેક આમ=જાહેર પ્રજાકીય હિલચાલોમાં જોડાતા નથી; પણ અગાઉ આ સર્વ હિલચાલો પારસીથી શુરૂ થતી અને પારસી તેને સરંજામ લાવતો. બીજાઓ તેને સાથ આપતા. આજે આપણે સાથ વટીક આપતા નથીએ ખોટું છે.

કાંઇ મ્યુનિસિપાલિટિમાં બેઠક મારી લીધી યા ધારાસભામાં જઇ ધારા ધોરણનાં બંધારણ ઉપર નુકતેચીની કીધા તેથીજ પ્રજાની સેવા બજતી નથી. પણ ખુલ્લું હિંદુસ્તાન જે એક મહા ખંડ દાખલ પડયો છે તેનાં પ્રજા જનોની સેવા અને સેવાનો સાથ ગલીએ ગલીએ અને રસ્તે રસ્તે અને ગામડે ગામડે કે શહેરે શહેર આસમાન હેઠળ પડયો છે. પારસીએ સ્વતંત્રતાથી તે સેવા કરવાની છે. પારસી સિવાય આ સેવા કે સેવાનો સાથ ખરો રાહ પકડી શકતાં નથી એ એક ધ્યાન ખેંચનારી બીના છે.

માટે જ્યારે આપણે હિંદી છીએ એમ કહીએ છીએ ત્યારે આ સઘળી નેગાહ આપણે ખુલ્લી રાખવી જોઇએ. એ રાખતા નથી એ દુર્દૈવ છે.

અમે પહેલા હિંદી અને પછી પારસી યા અમે પહેલા પારસી અને પછી હિંદી–એ વાત ઇન્સાનનાં જીગર અને મન સથે ચેડાં કાઢવા સમાન છે. માત્ર Playing to the Gallery એટલે કે હાજર રહેલાંઓ પાસે તાબડા ફોડાવવા માટે છે. માટે પહેલા અને છેલ્લાની વાત વચ્ચે લાવવાની જરૂર નથી, જ્યાં પહેલા બોલ્યા ત્યાં બીજા, ત્રીજા અને પછી છેલ્લાની વાત આવવાની તે તકરાર રૂપ છે. પારસીઓ હીંદી છે એટલાંથીજ સંતોષ માનો; પણ ખરા હિંદી થાઓ એજ સૂચના અને વિનંતિ છે.

## જોઇએ છે–એક રાજ્યકીય મંડળ

લઘુમતીને દરેક બહુમતીને લગતા સવાલ પર વિચાર કરવાની અને કોઇ નીતિ ધારણ કરવાને લગતી જેટલી જરૂર હોય છે તેટલી જરૂર બહુમતીને લઘુમતી માટે નથી હોતી. કોન્સ્ટિટયુંઅન્ટ એસેમ્બ્લીએ એટલા માટે એક લઘુમતી

સબ–કમિટિ પોતેજ કાઢી હતી જ્યાં આગળ એસેમ્બલીએ સર હોમી મોદીને આમંત્રણ કીધું હતું કે પારસીઓ તરફથી તમે શું ચાહો છો તે સ્વતંત્ર હિંદને જણાવો. કોન્ગ્રેસે ભૂલ એટલીજ કરી કે પોતાને ચાહે તે પ્રતિનિધિને બોલાવ્યો જ્યારે ડિમોક્રસીની ખરી રૂઢી એ છે કે પારસીઓની વડી એસેમ્બ્લી જે પંચાયતને નામે ઓળખાય છે તેને આ પ્રતિનિધિ ચુંટી કાઢી મોકલવો એવો હક્ક આપવો હતો. પસંદગી પારસીઓનાજ હાથમાં છોડવી હતી અને તોજ સર હોમી મોદી જેવા પ્રતિનિધિ ઉપર કોમ અંકુશ રાખી શકતે કે તેમના કનેથી તેમનાં કામનો રિપોર્ટ માગી શકતે. આજે તો એ સઘળું એક કોમની ડિમોક્રસી તરીકે આપણે કશું જાણતાં નથી. કોન્સ્ટિટયુઅન્ટ એસેમ્બલીએ જાહેર કર્યું છે કે કોઇ પણ લઘુમતીને નુંકસાન થાય એવા કાનુન પસાર કરવામાં આવશે નહિ. પરન્તુ જેમ બહુમતીને માટે એસેમ્બલી જેવી એક વિશ્વાસપૂર્વક સંસ્થા છે તેમ લઘુમતી (પારસીઓ) માટે એવી કોમી રાજ્યદ્વારિ સંસ્થા જોઇએ કે જે લઘુમતીના કાનુનની બારીકી વખતે ઇન્ડીઅન પાર્લમેન્ટ સાથે કોમની રક્ષા અર્થે વિચાર, વાદવિવાદ અને છેવટે નિર્ણય કરી શકે. આજે કોઇબી પારસી મંડળ એ બાબદ જે સૌથી વધુ અગત્યની છે, યાને કે બહુમતીઓ સાથે રાજ્ય વહિવટનો બંદોબસ્ત કેમ રાખવો, તે હાથ ધરી શકતું નથી. બધાં મંડળો માત્ર, સખાવત, કોમ સેવા અને એવી નૈતિક ભલાઇઓ ઉપરજ રચાયાં છે. પારસી સેન્ટ્રલ એસોસીએશને કોમની દરેક શાખા હાથ ધરી છે–સંસારિક, આર્થિક, રાજ્યનૈતિક વિગેરે, એમાં પારસી સ્વભાવ પ્રમાણે જ્યારે પહેલાં બે ઉપર ઘણુંક ધ્યાન અપાય છે ત્યારે છેલ્લા ઉપર દમ જેવું કશું થતું નથી. આપણને જોઇએ છે એક સ્વતંત્ર આખો દિવસ રાજ્યદ્વારિ કામજ કરનારો એક બ્યુરો. તે દેશના દરેક સવાલ પ્રતિ લઘુમતીઓના સંબંધ વિષેજ ખટપટ કર્યા કરે. ફ્રિડમ ગૃપની આવીજ ધારણ હતી પણ તે બાપડું પારસી આવાઝ જાહેર કરવામાં સફળ થઇ શક્યું નહિ એટલે તેને આજે પંચરંગીજ બનાવવું પડયું છે. પંચરંગી બનાવ્યું ત્યારે પારસીઓનો સીધો કોમી અવતાર ત્યાં આગળ રહ્યો નહિ. જો આપણા જેવી લઘુમતીનું રક્ષણુજ કરવું હોય તો એક પારસી પોલિટિકલ બ્યુરો રાખવો જોઇએ જેણે રોજંદુ કંઇને કાંઇ દેશસેવાનું રાજ્ય નૈતિક કામ કરતા રહેવું જોઇએ છે. દેશ આજે પારસીઓ હાથમાં લઇ શકે અગર પારસીઓ આ રીતે પોતાની એક પોલિટિકલ પાર્ટિ રાખે કે જે પાર્ટિ કોમી તરીકે નહિ પણ બીજી રાજ્યદ્વારિ સંસ્થાઓ ભેગા કોમના પોલિટિકલ રક્ષક તરીકે અંદરથી કામ કરતા રહે અને પારસી કોમને દેશની સાથે સાથે રાખીને તેની મહોબ્બત, તેનો સાથ અને તેની સ્હાનુભુતિ જાળવી રાખે.

આપણા જેવી લઘુમતીનો આધાર આપણી લઘુમતીનાં બાતેનનો સવાલ છે,

(૨)

# આજના નવા જમાનામાં ખીલતી રાજ્યદ્વારી હાલતોમાં પારસીઓનું સ્થાન

આજે ક્ષણીક બાબદો જેની ચર્ચાર થાય છે અને તે ઉપરથી કાયદાઓ બને છે ત્યાર બાદ તેની અસરો આપણી ઉપર થાય છે તે બાબદોની વ્યાખ્યા આપણે બરોબર સમજતા નથી. આથી વિચારોની શુદ્ધિ આવતી નથી અને અંતે આપણી ઉપર જે અસરો થાય છે તેમાંથી ફાયદો હાંસલ થતો નથી. સ્વરાજ્ય-સ્વતંત્રતા-એટલે આપણા પોતાના દેશભાઈઓની હાકેમી કે જેમાં આપણે પારસીઓબી સમાઈ જઈએ છીએ. આવી આઝાદ હકુમતમાં પારસી સિવાયની બીજી કોમનું પ્રમાણ જાસ્તીજ રહેવાનું. શા માટે હકુમત સ્વતંત્ર માંગવામાં આવી? એટલા માટે કે આઝાદ થયલી પ્રજા પોતાના આચાર, પોતાના વિચાર, પોતાની સંસ્કૃતિ, પોતાનાં સિવિલિઝેશન પ્રમાણે જીંદગી પાળે. ત્યારે સ્વતંત્રતા અને સ્વરાજ્યના કાળમાં જેઓની હકુમતમાં વધારે સંખ્યા હોય તેઓની સંસ્કૃતિ બરપા થાય છે. અને સમસ્ત દેશ તેજ સામાજિક કાનુનો પાળતો થાય છે. દાખલા તરીકે પ્રોહિબિશન પાળો-એમ જો હકુમતનો કાયદો પસાર થાય તો તે પ્રમાણે સમસ્ત મુંબાઈ ઇલાકાએ વર્તન ધારણ કરવુંજ પડે-પછી કોઈપણ નાની કોમ જો તેનો વિરોધ કરતી હોય તે કાયદાની બાહેર ગઇ છે એમ જણાઈ જાય છે. હિંદી ભાષા રાજ્યભાષા તરીકે વપરાશે એમ જો વધારે મતથી હકુમતમાં પસાર થયું તો બીજી ભાષાઓ વાપરવાથી ટકુ નહિ ચાલે અને સર્વેજણે હિંદીજ અખ્ત્યાર કરવી પડવાની.

આવી રીતે ત્યારે આઝાદી-સ્વતંત્રતા અને સ્વરાજ્યમાં પણ નાની મોટી ગુલામીઓ આવે છે. સરકાર એમ ધારે કે અમને એમ લાગે છે કે અમુક સભાઓ ભરવાથી યા અમુક છાપાંઓ ચલાવવાથી દેશની સલામતી જોખમમાં છે માટે તેમના ઉપર બંધ મુકયે છીએ આમ કરીને પણ સ્વતંત્રતાના ઐયામમાં કેટલાંક સખ્તાઇવાળાં બંધનો દેશની પ્રજા ઉપર મેલવામાં આવે છે અને જેમના ઉપર તે ખાસ લાધવામાં આવે તેમના ભેગા દેશમાં વસ્તા બીજા નાના મોટા વિભાગો ઉપર પણ તેની અસર થાય છે માટે દરેક સ્વતંત્રતાવાળી હાકેમીમાં રાજ્ય ચલાવનારાઓની સંસ્કૃતિ અથવા સિવિલિઝેશનના ગુણ દોષ તે રાજ્યમાં ઉતરે છે.

પારસીઓ દુનિયાની આઝાદ પ્રજા છે: તેમને હિંદમાં ઘણો ખરો વસવાટ કરતાં હિંદના રાજ્યકર્ત્તાઓની સંસ્કૃત્તિની અસર થોડેઘણે દરજ્જે થવાની.

૨૬૮૭૪

આપણને હિંદી ભાષા શીખવી જોઈશે, આપણને દારૂતાડીનો ત્યાગ કરવો પડશે. પણ તેજ વખતે જગતનાં આગળ વધતાં સિવિલિઝેશનનાં તત્વો આપણે અંગીકાર કરીશું તો આપણેથી એક આઝાદ પ્રજાના અંશ હોવાથી આપણને નડતર નહિ આવે. પારસીને તેમ કરવાની જરૂર રહેવાની, કારણ કે ખુદ હિંદુસ્તાનનો પોતાનો સંસાર જગતનાં નવાં બંધાતાં જતાં ધોરણો ઉપર રચાતો જાય છે, ધોતિયાં ચાલ્યાં–જ્યાં જુઓ ત્યાં પાટલુનો લાગી ગયાં છે. જુવાન્યાઓ બુશકોટ પર મારો ચલાવે છે. છોકરીઓને ખભે ધરેઘર હેન્ડબેગ લાગી ગઈ છે. પાટલા ઉપર બેસી ખાવાની રૂઢી રૂખસદ લેતી જાય છે. ધરેઘર ટેબલખુરસી મંડાતી જાય છે પૈસાની રેલછેલ વધતી જાય છે, ધરેઘર કેળવણી લેવાની રૂઢી બરપા થતી જાય છે. એવું એવું તો ઘણુંક તમે જોતા જશો. જો દેશનો સંસાર આટલો ચઢ્યો અને વધ્યો તો પારસી તેની સંગમાં રહેવો જોઈશે અને પારસી જુસ્સા મુજબ તો તેથીને પણ પારસી આગળ વધવો જોઈશે.

## દેશનું રાજ્ય

દેશનું રાજ્ય પશ્ચિમનાં સમાજવાદ ઉર્ફે લોકરાજ્ય ઉપર રચાયલું છે. આપણે અહિંયાં લોક બહુ પછાત હાલતમાં છે. કેળવણી નથી, પૈસા નથી, ખાવાનું, પહેરવાનું અને ખુદ રહેવાનું પણ નથી. ઘણુંખરૂં લોક ગામડાંમાં વસેળે છે. બધાં મળીને ૫૪૮૬૯૭ ગામડાં છે. ત્યાંનું લોક કરોડોની સંખ્યામાં અંકાય છે. શહેરો બહુ તો ૨૭૧૬ જેટલાં છે–પણ તેબી નાનાં કસબા જેવાં છે. મુંબઇ, કલકત્તા જેવાં તો નામનાંજ, આંગળીને ટેરવે ગણાય તેટલાંજ છે. જો કાંઈ રાજ્યદ્વારિ જાગૃતિ જેવું કહેવાય તો તે માત્ર એજ શહેરોમાં છે. ગામડાંઓનું લોક કશું કાંઇ સમજતું નથી. આ લોકનાં મત ઉપર આજનું રાજ્ય ચાલતું નથી જોકે એકાદ રાજ્યનૈતિક પાર્ટિ તેમનાં નામથી હકુમત અને સત્તામાં આવી શકે છે. જે પાર્ટિ આજે રાજ્ય સત્તામાં આવી છે તેણે કોન્ગ્રેસની સંસ્થાદ્વારા બેશક, કાંઈ કરી બતાવ્યું છે. કોન્ગ્રેસવાળાઓએ દેશની આઝાદીનો મૂળ પ્રશ્ન પોતાની સનમુખ રાખીને પોતાના ધારાધોરણ કે નિયમ પ્રમાણે દેશને નક્કર આઝાદ બનાવ્યો ખરો. તેઓએ ભારે કષ્ટ વેઠયાં અને ભોગ પણ આપ્યા. જે પણ કાંઇ કોન્ગ્રેસે કર્યું તે તેના લીડરોએ પોતાની ઓલ ઇન્ડિયા–કોન્ગ્રેસ કમિટિદ્વારા કરી બજાવ્યું. આ કમિટિના હાથ નીચે ઠામેઠામ પ્રોવિન્શીઅલ કમિટિઓ અને હજી એ કમિટિઓથી ઉતરતાં ઉતરતાં ગ્રામ્ય કમિટિઓ વટીક ગામડાંઓમાં સ્થાપના કરી દીધી છે. એ સઘળાંઓની નાડ કોન્ગ્રેસની વડી વર્કીંગ કમિટિના હાથમાં રહી. આ કમિટિનો વડો મી૦ ગાંધી કે જેમણે કોન્ગ્રેસનું આખું ધોરણ કેમ ચલાવવું તે બીજા મુખીઓને શીખવ્યું. આ મુખીઆઓએ મી૦ ગાંધીનું તંત્ર માન્ય રાખ્યું. મી૦ ગાંધીએ વળી પોતાનાં મંત્રનાં શિક્ષણમાં બે મુખ્ય સિદ્ધાંતો રાખ્યાં કે જે આજથી જમાનાઓ થયાં ફિલસુફો અને

સંતોએ માન્ય રાખ્યાં છે પરન્તુ જેને આજસુધી દુનિયાં પ્હોંચી વળી શકી નથી, તે બે લક્ષણ તે વર્તનમાં સત્ય અને અહિંસા ધારણ કરવાને લગતાં છે. આ બે ગુણો હિંદી સમાજ ઉપર ભારે અસર કર્તા થઇ પડયા અને બ્રિટિશ સરકાર સામે તે દ્વારા લડત ઉપાડવાનું સહેલું એટલા માટે થઇ પડયું કે તેની સખ્તાઇની સામે એવું કોઇ પણ સખ્તાઇવાળું કાર્ય થાય નહિ કે જેથી કરીને કોન્ગ્રેસની ચળવળને ધોકો પ્હોંચે.

આ જાતની મુખ્ય વર્કિંગ કમિટિએ આજે દેશનો વડો અધિકાર હાથ કર્યો છે તેની હાથ નીચેની કમિટિઓના વડાઓએ પ્રોવિન્શીઅલ હાકેમી સર કરી છે. આ જાતનો નવો જમાનો હિંદદેશમાં શરૂ થયો છે. રાજ્યદ્વારિ ખીલતી હાલતોમાં નજરે પહેલું એ આવશે કે બ્રિટિશોએ ઉદારગી કરી. કોન્ગ્રેસના હાથમાં દેશની સત્તાની લગામ મેલી. બીજું એ દેખાશે કે હિંદુઓ અને મુસલીમો છુટા પડયા. પાકિસ્તાનનું વીંઝોટું જાગ્યું. આ વીંઝોટાંમાં સેંકડો કતલ થઇ ગયાં, સેંકડો ઘરબાર વિનાનાં થઇ ગયાં. વસ્તીની હેરફેર થઇ અને આ બે મજકુર પ્રજાઓ વચ્ચેનો જખૂન વિખવાદ વધી પડયો. દેશમાં આર્થિક ફેરફારો ગંભીરપણે થવા લાગ્યા. મોંઘવારી દાંતમાં આંગળાં પકડાવે એટલી કાતીલ થઇ પડી. કાળા બજારનાં વ્હાણ ફાટયાં. કોન્ટ્રોલ ડીકોન્ટ્રોલ વચ્ચે અસમાધાન થવા લાગ્યું. જાતિજાતિની હરિફાઇમાં જાણે હજી કચાશ હોય તેમ ખુદ ઇલાકા ઇલાકાની પ્રજાઓ જાતિભેદ ધરાવવા લાગી. અંગ્રેજી કાઢી નાંખી હિંદી દાખલ કરો. અહિંયા મહારાષ્ટ્ર યુનિવર્સિટિ તો ત્યાં ગુજરાત યુનિવર્સિટિ—આવી જાતના તરેહવાર અંતરો પડવા લાગ્યા છે.

## કેટલીક પાર્ટિઓ

સાથે સાથે રાજ્ય નૈતિક વ્હેંચાણો થવા લાગ્યાં છે. અને કેટલીક પાર્ટિઓ ઉભી થઇ જે સર્વે મૂંછે તાવ દઇ સત્તા કબજ કરવા છાતી કાઢીકાઢીને ભાષણો કરે છે અને પેપરોમાં જબરો પ્રચાર કરી રહ્યા છે. ખુદ કોન્ગ્રેસને નવું રૂપ પકડાવવાની પણ હિલચાલ થઇ રહી છે. સોશલિસ્ટ, કોમ્યુનિસ્ટ, રેડિકલ ડેમોક્રેટિક, હિંદુ મહાસભા, મુસલીમ લીગ વિગેરે ઇત્તર સભાઓ જ્યાં પણ કોઇ બેઠક ખાલી પડી કે તૂર્ત પોતાનો પંજો અજમાવે છે. આઝાદીમાં મોનનારાઓ જણાવે છે કે આઝાદી આવી પણ સુખ અને સંતોષ ગયાં. જુમ્મેવારી વધી અને સત્તા વ્હેંચાઇ. દેશની સલામતી માટે ચાહે એટલાં અને એવાં પગલાં લેવાઇ રહ્યાં છે પણ દેશ બીન સલામત રહ્યો છે.

દેશી રાજ્યોનાં પ્રકરણો પણ જાગ્યાં. લગભગ ૬૦૦ દેશી રાજ્યોમાંથી ૫૦૦ ઉપર હિંદુસ્તાનમાં આવ્યાં: બાકીનાં ગયાં પાકિસ્તાનની સરહદમાં, આ ૫૦૦ દેશી રાજ્યો નાનાં હોય તો મોટાં સાથે ભળી ગયાં અને મોટાંઓએ

ઐક્ય બાંધી હિંદી યુનિયનની સાથે સંબંધ જોડયો. આ સઘળાંઓમાં પ્રજાકીય ધોરણે રાજ્ય ચલાવવાની પ્રથા બરપા થઇ છે.

વળી હિંદી યુનિયન તેમજ પાકિસ્તાન કે જે બન્નેમાં પારસીઓની આછી વસ્તી પડી છે એ બન્ને જગતમાં સુલેહશાંતિ જાળવનારી મધ્યસ્થ સંસ્થા કે જ્યાં જગતનાં લગભગ ૬૦ રાજ્યો જોડાયાં છે તે મધ્યસ્થ સંસ્થા જેને યુનાઇટેડ નેશન્સ ઓર્ગેનાઇઝેશન કરીને જણાવવામાં આવે છે તેમાં જોડાયાં છે. આથી બન્નેની સલામતી ધાસ્તીમાં આવી પડે નહિ. કાશ્મીરને લગતાં પ્રકરણમાં આ યુનાઇટેડ નેશન્સ ઓર્ગેનાઇઝેશનનો આશરો બન્ને રાજ્યોને લેવો પડયો છે.

આ રીતનું રાજ્ય દેશમાં તેમજ આંતરિક રાજ્યોની બાબદમાં આપણી ઉપર આજે હાકેમી ભોગવનારૂં થઈ પડયું છે.

સત્તામાં સ્વાભાવિક રીતે બહુમત ધરાવનારા હિંદુઓ હિંદી યુનિયનમાં કે મુસલમાનો પાકિસ્તાનમાં મુખ્ય છે. દરેક ઇલાકો તપાસો કે ખુદ દીલ્લીખાતેનું મધ્યસ્થ કેન્દ્ર તપાસો તો તમને માલૂમ પડશે કે પારસી ત્યાં એકલો અને અટૂલો અથવા મોટી સંખ્યામાં ભાગ્યેજ જણાશે. ખુદ સરકારે તેમજ તેને સત્તામાં લાવનાર કોન્ગ્રેસે વટીક જાહેર કર્યું છે કે કોમવાદ અમે જડમૂળથી ઊખેડી નાખવા માંગ્યે છીએ કારણકે એથી પાકિસ્તાનો ઊભાં થતાં જાય છે. તો પછી એનો અંત ક્યાં આગળ આવે? પારસી પારસીજ છે કરીને હવે રાજ્ય સત્તામાં દાવો નહિ કરી શકે. જો સત્તા મેળવવી હોય તો રાજ્યનૈતિક પક્ષમાં દાખલ થઈ રાજ્યકારણના બાબમાં લાયકાત પુરવાર કરો—પછી ચાહે એકના અગ્યાર પારસીઓબી સત્તા ઉપર આવે તો અમને વાંધો નથી. આ જાતની ઓળખ આજની રાજ્યનીતિ પારસીઓ સમક્ષ ધરે છે. એમાં ખોટારૂં છે એમ કહી શકાય નહિ તેમ વળી ખરૂં છે એમ કરીને સ્વિકાર કરવામાં પારસી સત્તા ઉપર આવી શકતોબી નથી એ પણ ચોક્કસ છે.

## સૂડી વચ્ચે સોપારી

આ બે સ્થિતિઓની વચ્ચે પારસી જેવી એક નાની લઘુમતી સપડાઈ ગઈ છે અને જીવવું કેમ એ એક મુખ્ય સવાલ થઇ પડયો છે. રાજ્યદ્વારિ હિતો સચવાતાં નથી એમ કહેવું મુશ્કેલ છે: તેમ વળી તે બગડતાં જતાં નથી એમ માનવુંબી મુશ્કેલ છે. દરેક દેશમાં મુઠ્ઠીભર લોકની ઔલાદને એમજ જીવવું પડયું છે. હજી તો કાંઈ કાંઈ સપાટા ફરી વળવાના છે તેનાથી લા પરવાહ રહેવાય નહિ. બધાનો સાથ ઊઠાવવો પડશે જેમ બધાઓને આપણી મુશ્કેલીઓનો પણ સાથ આપવો પડશે.

આજે દેશ સમસ્ત જગતના દેશોની બારીક જાળની ગુંચમાં પડયો છે, સમસ્ત જગતની આબરૂ તે આપણા દેશની આબરૂ અને તેની જે ગેર

આબરૂ તેજ આપણી ગેર આબરૂ. હિંદી યુનિયને જગતથી એલાહેદું રહેવું પસંદ કીધું નથી. તેજ રીતે હિંદમાં વસ્તી દરેક કોમને પણ હિંદથી એલાહેદું રહેવું નાપસંદ છે. પારસીઓ કાંઈ એટલી મોટી સંખ્યામાં નથી કે જેથી તેને રાજ્ય નૈતિક દ્રષ્ટિએ એલાહેદો મુલક વસાવવો સારો થઇ પડે. એક બારગી જ્યારે એટલી મોટી સંખ્યામાં તેની વસ્તી વધે તોપણ હિંદ દેશે પારસીઓનું શું બગાડયું છે કે તેને દેશવટો લેવો અનુકુળ થઈ પડે? એમ તો ખુદ હિંદુઓ પોતાનામાં કાંઈ અસંખ્ય તડાંઓ છે અને તેઓમાં જાતિય ફાટફૂટ કાંઇ થોડી નથી. તોએ તે સઘળાઓ એક છત્ર નીચે રહી પોતાનું ઉદર પોષણ ચલાવે છે.

પારસીએ પોતે ત્યારે પોતાની જીવનકળા શોધી કાઢવી પડવાની. અગાઉની ગુલામીમાં જે સલામતી અને જે પક્ષપાતી રક્ષણ મળતું જતું રહ્યું હતું તે હવે મટી જઇ કાંઇ નવીજ પદ્ધતિ ઉપર આપણો સાથ સાંધવો પડવાનો. એક કોમ અથવા એક પ્રજા એવીજ રીતે પોતાનાં જીવન દરમ્યાન ફરતી રહે છે પણ જો તે ફરતી નહિ રહે તો વળી તે મરી પણ જાય છે. પારસીઓ અસલથી ચક્કર ઉપરજ જીવ્યા છે અને સમયનું ચક્કર કાંઇ ફર્યું છે પણ પારસી ફરતો રહ્યો હોવાથી આજસુધી પારસી તરીકે જીવતો તો રહ્યો છે.

નવા આઝાદીના કાળમાં પારસી એક ડગલું આગળ વધ્યો છે. માત્ર હિંદજ નહિ: માત્ર પાકિસ્તાનજ નહિ: પરન્તુ હવે પારસીએ જગતનો આશરો લેવો પડવાનો. તેનું છત્ર માત્ર હિંદની ભૂમિજ નહિ પરન્તુ તે આસમાન નીચેનાં જગતનું થઇપડવાનું. આપણે ફકત હિંદ કે પાકિસ્તાન ઉપરજ મદાર બાંધીને જીવવાનો છોટો વિકાસ છોડવો પડશે. આપણી દ્રષ્ટિ લાંબી અને આપણી આંખો ચગોર રાખી જગતનું ખુણેખુણું તારવી કાઢવું પડશે. યુરોપ અને અમેરિકામાં પારસીઓ સમગ્ર ધામો તો કદાચ નહિ નાંખી શકે તો એ ત્યાં આગળ આપણી ઔલાદને વ્હેતી મુકવી જરૂરી થઇ પડશે. હિંદ ભેગો પરદેશોનો ખ્યાલ આજે આપણને ચાલુ રહેવો જોઈશે યાને કે આપણો વેપારવણજ ધંધો ઉદ્યોગ ત્યાંથી જોડવો એ આજે વધુ જરૂરી થઇ પડયું છે. ખરૂં જોતાં યુરોપ અમેરિકા સાથનો તેવો વેપારી બંદોબસ્ત હિંદ સાથે કરનારા આપણે પારસીઓ પહેલા હતા. આજે તે વધુ મુસ્તકીમ રીતે આપણને આગળ ધપાવવું જરૂરી છે. આપણા ઔદ્યોગિક અને વેપારી ખાતાંઓએ આપણા જવાનોને તે દેશો તરફ વધુ ને વધુ સંખ્યામાં રવાના કરી માત્ર ત્યાંથી કાંઇ નવું શીખી આવવા માટેજ નહિ મોકલતાં ત્યાંજ આપણી પેઢીઓ, આપણી આડતો અને આપણા સંસારના તાંતણા જોડવા જોઇએ છીએ. આજે ત્યાંની સોસાયટિ લડાઇને અંગે ભાંગી તુટી ગઇ છે. તો તે તુટમાં આપણે મજબૂતીથી દાખેલ થવામાં આપણને આવકાર મળે છે એટલુંજ નહિ પણ આપણા સંસારને યોગ્ય અને તેને સુખી રીતે આપણે પોષી શકીશું એવી તકો બી મળતી જાય છે.

## યુરોપ તરફ નેગાહ

હવે આપણાં શીખતાં બચ્ચાંઓને પણ અત્રેની જોઇતી કેળવણી મેળવી આપી યુરોપ અને અમેરિકા તરફ રવાના કરવાં જોઇએ છીએ, કે જેથી તેઓ ત્યાંની ઊંચ અને ચાલુ જમાનાને જોઇતી કરતી તરબિયત મેળવવા પામે. ખુદ હિંદી સરકાર પોતે લાયક હિંદીઓ ચાહે છે કે જેઓએ યુરોપિયન તરબિયત મેળવી હોય કારણકે રાજકાજ ચલાવવામાં તેટલી ઊંચેની સાયન્સની હવે જરૂર જણાવા લાગી છે. લશ્કર નૌકા, હવાઇ જહાઝ, એલચીખાતાં, ખેતીવાડીને લગતો ઉદ્યોગ, ધંધાધાપા અને હુનરને લગતું શિક્ષણ—આ સઘળી લાઇનોમાં ઊંચી યુરોપિયન ઢબ ઉપર કેળવાયલાં ભેજાંઓની આજે મોટી જરૂર જણાતા લાગી છે. એની પુરવણી કરવામાં પારસીઓ પોતે કાંઇ થોડો હિસ્સો આપે નહિ. તેની સાથે સાથે તેમને પશ્ચિમના મુલકોની સાથે નીસબત પણ રહેશે કે જે સિવાય આજની દુનિયા જીવીજ શકતી નથી.

પારસી હવે દુનિયા વરણમાં પ્રવેશ કરે તો તેની સાથે સાથે તેણે પોતાનો પારસી આત્મા બળવાન બનાવવો જોઇશે. નહિ તો નોન—પારસીઓના મહાસાગરમાં પોતાનું જહાઝ હંકારતાં જો તે હિંદમાં ઇધર ઉધર ઝોક ખાઇ જાય છે તો દુનિયા વરણના સાગરમાં તેનું ભેજું સ્થિર નહિ રહે. આત્માની શુદ્ધિ એટલે શું? તેણે જે ધર્મની બુન્યાદમાંથી પેદાયશ લીધી છે તેનો આતશ તો પોતાનાં જીગરમાં પ્રજવળ રાખવો પડવાનો, સાથે સાથે ઝરથુસ્ત્રી ઔલાદના જે જે ઉત્તમ ગુણો હોય તે જ્યાં પણ તે વસવાટ કરે ત્યાં આગળ સ્થાપિત કરવા જોઇશે, જેવાકે અષોઇ, ચોખ્ખાઇ, ન્યાયબુદ્ધિ, જ્ઞાનની રોશની, પાકીઝગી, ધર્મદાન બીજાઓની બીનસ્વાર્થી સેવા, દયા, પરોપકાર વિગેરે. દરેક પારસી સંસ્થાનમાં આ ગુણોનો આતશ તેણે દરેક સ્થળે સળગાવવો રહ્યો તો તે બીજાઓને પોતા તરફ ખેંચી શકશે અને ભળાવી પણ શકશે. જો એ ગુણોથી વર્તન નહિ કરે તો તે બીજાઓના અવગુણોમાં ભળી જાય એ કુદરતના કાયદા સામે કોઇ ઇન્સાનથી થવાતું નથી. જો તેમ થાય તો નવિન હાલતોની અસરનું પરિણામ પારસી ઉપર બૂરૂં આવે.

મૂળ વતન ઇરાન હવે પારસીઓને એક જાત તરીકે રાજ્ય નૈતિક હાલતે વસવાટ કરવા માટે અચોક્કસ થઇ પડે છે. આઝાદ હિંદમાં આપણી લઘુમતીને જગતની સાથે લેણદેણ રાખવાથી ખુદ હિંદુસ્તાનને પણ આપણી હસ્તી ફાયદામંદ કરાવી શકીશું. આપણે જો કે અત્યારે આ દેશમાં રહેવા લાગ્યા છીએ ખરા, તો પણ આપણી હાલત ઠરીઠામ થયલી નહિજ કહેવાય. જેમ યહુદીને દેશોદેશ છૂટા છવાયા રહી, વેપારવણજ વધારી અંતે કેથે પણ પોતાનો જાથુક વસવાટ કરવા સારૂ એક મુલક લેવાની જરૂર પડી અને તે જરૂર ખુદ ઇન્ટરનેશનલ યુનાઇટેડ નેશન્સ ઓર્ગેનાઇઝેશનને સ્વિકારવી પડી, તેમ આવું એક વખતે

પારસીઓ માટે થવાનું; પણ આજે તેની સામગ્રીઓ માટે વિચાર તો કરતા થઇ જવું જોઇશે, સંગ્રહ પણ કરવો જોઇશે અને તે આદર્શ પણ સામે રાખવામાં ક્યાંયે ખોટું નથી.

## ડિમોક્રસી

ડીમોક્રસી ઉર્ફે લોકરાજ ત્યારેજ ઠીક થઇ પડે છે કે જ્યારે લોક પોતે રાજ્યસત્તા મેળવવા અને ચલાવવા શક્તિમાન હોય. હિંદુસ્તાનમાં એવું થઇ પડયું છે કે લોકો સત્તા માટે લીડરો માંગે તેટલાં પૂરતાંજ તૈયાર છે. કહો કે આપણી ડિમોક્રસી તે દેશો કે જ્યાં આજે તેનાં ધોરણ ઉપર ઘણાક મુલેકોનાં રાજ્ય ચાલે છે તેમની ડિમોક્રસીથી જૂદી પડે છે. અત્રે એકાદપક્ષ લોક કલ્યાણ સારૂ મોટા ફડાકા મારે, પરિષદો ભરે, એગ્ઝીબીશનો ચલાવે, પત્રોમાં મારો પ્રચાર કરે તો તેના વડાઓ દેશ, લોક, અને ડિમોક્રસીને નામે સત્તામાં આવી શકે છે. સત્તામાં આવ્યા બાદ દેશની આર્થિક પરિસ્થિતિ કહો યા સામાજિક પછાતપણું કહો—એવાં કાંઇબી કારણને અનુસરીને સત્તામાં આવેલી લીડરશીપ અગાઉ કરતાં કાંઇ પણ બહેતર કાર્ય કરી શકતી નથી. આમ માત્ર લીડરશીપમાં ફેરફારો થયા કરે છે, અને તેઓ ડિમોક્રસીનાં નામે હકુમત ભોગવે છે. બ્રિટિશ ગયો અને કાળો આવ્યો—એ સિવાય બીજો કશો ફેર પડયો નહિ. કાળાએ આવીને તેજ પ્રથા ચલાવી, લોક તેજ રહ્યું, સત્તામાં જે ઝેર હતું તે બ્રિટિશને હાથે રેડાવાને બદલે કાળાને હાથે રેડાવા લાગ્યું. ફરક એટલોજ પડયો કે કાળાને હાથે ઝેર રેડાય તે બી અમૃત છે એમ કરીને લોકોને એ નવો માર્ગ ગમવા સિવાય છૂટકો રહ્યો નહિ કારણ કે નહિ તો આઝાદી કેમ મનાય?

આવી ડીમોક્રસીએ આપણાં તત્ર ઉપર રાજ્ય કર્તા કાનુનોની ઝડી ખડી કાઢી છે. કદાપિ એમ કહેવામાં આવે કે આ કાનુનોએ પારસીઓનું શું બગાડયું છે? તો ઉત્તર એટલોજ છે કે પારસી જેવી નાની લઘુમતીનો બગાડ તેને હાથેજ તે કરી શકે, તો પણ એટલી વાત ચોક્કસ છે કે તે કાનુનોની ઝડી તૈયાર કરવામાં ચુંટાયલી પારસી ડિમોક્રસીનો હાથ નહોતો. એ સત્તાની ગેરહાજરી એજ પોતે કોમ માટેનું નુકસાન કહેવાઇ શકાય.

આ ડિમોક્રસીની ખીલતી હાલતોમાં એવું થઈ પડયું છે કે દરેક વેપારી યા ઔદ્યોગિક સંસ્થાનું વડપણ પારસીઓના હાથમાં આવી શકતું નથી. જ્યાં જોઇએ ત્યાં એજ બહુમતી સરકારી પક્ષવાળાઓનાં દબાણો થાય છે અને આપણે જો સહમત થઇને ચાલતા નથી તો કોણી ખાઇને ખૂણામાં ઢકેલાઇ જઇએ છીએ. કોન્ગ્રેસ પક્ષે હવે જો પરદેશી રાજ્યને હાંકી કાઢયું હોય તો ત્યારબાદની તેની રાજ્યનીતિ માત્ર પરદેશી વિરૂધ્ધની નહિ રહેવી જોઇએ. જો તેમજ રહ્યું તો જેઓએ કોન્ગ્રેસમાં જોડાઇનેજ માત્ર સ્વદેશીપણું દાખવ્યું

હોય તેઓને સાફજ રાજ્ય કારોબારનો અંકુશ તેના લીડરો આપવાના અને બીજાઓ ગમે એટલા અને એવા રાજ્ય કારોબાર માટે લાયક હોય તો એ કોન્ગ્રેસના નથી એજ દૃષ્ટિને અંગે વિખુટા રહેવાના. કોન્ગ્રેસની આ પોલીસી હજી બદલાઇ નથી. કોન્ગ્રેસની લીડરશીપ હેઠળ જેઓ આગળ પડી ગયા હતા તેઓનેજ રાજ્ય કાજમાં ગમે એટલી બીનલાયકાત હોવા છતાં પણ આગળજ રાખવામાં આવ્યા છે અને તેને ડમોક્રસીનાં ઓથાં હેઠળ ટેકો આપવામાં આવે છે આ એક બહુ ગંભીર બીના છે.

## બીજા પક્ષો

આ તો કોન્ગ્રેસની ઉડતી નજરે લીડરશીપની તપાસ કર્યે છીએ. એવી રીતે બીજા પક્ષો પણ છે. હિંદુમહાસભા તો ચોખ્ખું સાચા ઇમાનથી જાહેર કરવા માંગે છે કે અમારી સઘળી ચળવળ અને માગણી આ દેશમાં હિંદુ રાજ્યજ સ્થાપવાની છે. તેમનો મુખ્ય હલ્લો મુસલમાનો સામે છે એટલે પારસી જેવી માઇનોરટિને તે આજને કાલ હેરાન નહિ કરે પણ તેમના આઇડિયલો જોતાં તેઓ પારસીને પોતાના કરીને ગણેબી નહિ અને રહેવા દેબી નહિ. જો પારસીઓ હિંદ દેશના પુત્રો છીએ એમ કરીને જીવવા માટે એમને કહે તો પણ મુસલમાનોનાં વર્તનથી એ બાપડાઓ એટલા બધા અવિશ્વાસુ અને અકળાયલા થઇ પડયા છે કે આજની પરિસ્થિતિમાં તેઓ પારસીઓને પણ તેમની અભિલાષાઓ પાર પાડવા સારૂ સાથ નહિ આપે પણ પારસીઓ હિંદુ મહાસભાવાળાઓ સાથે અને તેમના ભાઇચારા હેઠળ જેટલા આઝાદ અને નહિ કચેડાયલી હાલતમાં રહે તેટલા પાકિસ્તાનમાં મુસલીમો સાથે અને તેમની હાકેમી તળે નહિ રહી શકે એ વળી વધુ ચોક્કસ છે. તે એટલા ઉપરથી જણાશે કે પાકિસ્તાનનાં રાજ્યની વર્તણુંક ખુલ્લે ખુલ્લી રીતે શરીઅત ઉપરજ રાજ્યકારણ સ્થાપવાને લગતી છે, જે મુજબ પુલાવ બીરીયાની ઇસ્લામીઓ માટે: માત્ર વધેલાં હાડકાંજ નોન-ઇસ્લામીઓ માટે. પણ મહાસભાવાળાઓની રાજ્યનીત કોમવાર છે. એઓમાં રાજ્યનૈતિક દૃષ્ટિ માત્ર હિંદુ ધોરણજ ફેલાવવા સિવાય બીજી કશી નથી. એમનું આર્થિક કે સામાજિક રાજ્ય ધોરણ માત્ર હિંદુઇઝમ પરજ રચાયું છે. પણ હક્ક સમાન રાખવામાં આવ્યા છે.

એ બાબે બીજા એક રાજ્યનૈતિક પક્ષ બાબે જાણવું પારસીઓ માટે અગત્યનું થઇ પડશે અને તે કોન્ગ્રેસમાંથી પાકેલા સોશલિસ્ટ ભાઇઓ છે. આ ભાઇઓની જીવન કથા વિચિત્ર છે. કોન્ગ્રેસની પાંખ હેઠળ પોષાઇ કંઇક પ્રમાણમાં આ ભાઇઓએ લોકબળમાં સ્થાન મેળવ્યું અને ત્યારબાદ તેજ કોન્ગ્રેસનો વિશેષ કરી તેના કનેથી પૂર્ણસત્તા મેળવવાનો પંજો તેણે અજમાવ્યો. જગત હમેશાં જવાનો તરફ વધુ લક્ષ આપે છે કારણ કે તેઓ ભવિષ્યની

ઉમેદ હોય છે અને જવાન હોઈ લગાર આગળ પડવાનો તેમનો દાવો સામાન્ય લોક ધ્યાનથી સાંભળે છે. માટે આજે દેશનો સારો ભાગ આ પક્ષના દાવાને ટેકો આપી, ભાવો—અમને તક આપો—જોઈએ શું કરે છે—એમ કરીને આ પક્ષને આગળ પાડે છે. એમના કને કોઈ એવો પ્રોગ્રામ નથી કે જે તરફ પારસીઓનું કાંઈ ખાસ ધ્યાન ખેંચાય યા પારસીઓને કાંઈ ખાસ ફાયદો થાય—માત્ર કેટલાક જવાન વૃત્તિવાળા હોય તેઓ આ પક્ષને ટેકો આપે તો તેમને કોન્ગ્રેસ વિરૂદ્ધ કશું નહિ રાખી, કોન્ગ્રેસથી બાહેર રહી કાંઈક જોરથી કામ કરવાનો મોકો મળે છે—એટલુંજ. સોશ્યાલિસ્ટ પક્ષવાળાઓ કહે છે કે મીલકતદારી, જમીનદારી અને ખાનગી દોલત ધરાવવાનાં તત્વનો અમે નાશ કરવા માંગ્યે છીએ. ખેડુતો અને મજૂરોનું રાજ્ય અમે બરપા કરવા માંગ્યે છીએ. નફાબાજી કાઢી નાંખવ માંગીએ છીએ. તેઓ ઉદ્યોગોને રાજ્યના અંકૂશ હેઠળ મેલવા માંગે છે; લોકવાદનો અંશ આગળ વધારવા ચાહે છે અને સમાજને એકજ સપાટી ઉપર મેલવા ચાહે છે.

તેઓના ભાઈ કોમ્યુનિસ્ટો છે—ફરક એટલોજ કે જ્યારે સોશ્યાલિસ્ટો evolution યાને કે હળવે હળવે પ્રગતિકરણના કાયદાને અનુસરીને દેશમાં આબાદી લાવવા ચાહે છે ત્યારે આ ભાઈઓ એક ઝટકે કામદાર અને ખેડુતનું રાજ્ય બેસાડવા ચાહે છે. તેમનાં હથિયારોમાં હિંસા પણ છે. એઓ અહિંસામાં માનતા નથી. એઓ તો કહે છે કે રાજા, મહારાજા, શ્રિમંતો, શેઠિયાઓ, જમીનદારો અને જેમના કને મિલ્કત હોય એમને વીંધીજ નાંખવા; તો દેશમાં ખેડુત કામદાર વર્ગ ઝટ રાજ્ય કરતો થઈ જશે અને દેશની આબાદી વધશે.

ત્રીજો વર્ગ ટ્રોટસ્કીઆઈટ છે કે જે ઉપરનાઓથી જૂદો પડતો નથી પણ જે કોમ્યુનિસ્ટો કામ કરવાપણાંમાં કાચા પડે અને તેટલાં પ્રમાણમાં કોન્ગ્રેસ તરફ ઢળે તે કોમ્યુનિસ્ટોનાં કાટલાં કાઢવાં એવો વિચાર ધરાવનારો છે. એ ભાઈઓ પણ કોમ્યુનિસ્ટો ખરા પણ તેમની છાવણીમાં રહી તેમનો વિરોધ કરનારો છે.

પછી વળી જાતિ ધોરણે બહેચાયલા બીજા પક્ષો પણ છે. જેવા કે હિંદુમહાસભા, મુસલીમ લીગ—વિગેરે. પણ તેઓનું રાજ્યદ્વારિ તત્વ માત્ર જાતિય ધોરણથીજ બંધાયલું હોય છે. પારસીઓમાં કોઈપણ રાજ્યદ્વારિ ધોરણ એવાં જાતિ તત્વથી બંધાયલું નથી હોતું એટલે આ મંડળો શું કરે છે તે જાણવાથી પારસીઓનું સાર્થક સચવાતું નથી.

આ જાતના ટુકડાઓમાં પારસી એક કોમ તરીકે ક્યાં પોતાનો ઝાઓ પડકાર નાંખી શકે? એ સવાલ આજસુધી પારસી એક વ્યાક્ત તરીકે કે એક

કોમ તરીકે પારખી શકયો નથી. આથી જ્યારે ચુંટણીનો ઐયામ આવે છે કે જે વેળા આપણાં જાતિ મતની કસોટી થાય છે ત્યારે પારસીમત ઇધર ઉધર થઇ જાય છે. પક્ષા પક્ષીની જુમ્બેશો ન સમજવાનાં કારણે અને જો આપણે અમુક પક્ષને મત આપ્યે અને અમુકને નહિ તો પારસીઓનું એક કોમ તરીકેનું શું સારૂં થશે યા શું બૂરૂં થશે તેની કોઇપણ દૃષ્ટિમર્યાદા તે બાંધતો નથી.

## કયો પક્ષ?

આ હાલતમાં પારસીઓ લાચારી આધીન સૌથી વધુ બળવાન પક્ષને આજ ને કાલ તો ટેકો આપી શકશે. આ વધુ બળવાન પક્ષ તે સરકારી પક્ષ છે ઉર્ફે જેને કોન્ગ્રેસ પક્ષ કહેવામાં આવે છે. આ પક્ષના ટેકાદાર થવાથી કોમની પોતાની આજની રાજ્યદ્વારિ અજ્ઞાનતા દરમ્યાન ગેરફાયદો નથી. જો કે તેથી ખાસ ફાયદાની કાંઇ ભાળપણ પડી શકતી નથી તો પણ જેટલો વિશ્વાસ સરકાર ઉપર રાખી આપણા જેવી નાની કોમ પોતાનું સ્થાન આબાદ રાખી શકે તેટલું બીજા કોઇપણ પક્ષ ઉપર મદાર નહિ બાંધી શકાય. ધારો કે સરકારમાં વળી બીજો કોઇ પક્ષ ઘુસ્યો તો પારસીઓને તે મુજબ ઘટતું વજન તે પક્ષને આપવું જરૂરી રહ્યું. સરકારી પક્ષ છોડી બીજા સાધારણ પક્ષને આપણે ત્યારેજ સાથ આપ્યે કે જ્યારે આપણી રાજ્યદ્વારિ તૈયારી એટલી આગળ વધી હોય કે આપણે પોતે મોટાં બળ સહિત સરકાર થઇ શકયે ત્યારે; પણ તે બનતાં પહેલાં ઘણાંક વર્ષો વહી જાય. ત્યારે તે દરમ્યાન ઉપલી નીતિ એખ્ત્યાર કરવાથી કોમનું રાજ્ય નૈતિક બળ કોમને ફાયદો ઉપજાવી કાઢનાર નીવડશે.

—:o:—

# (૩)

# પારસીઓ સામે પડેલી રાજ્યદ્વારિ તકો

હિંદ દેશનાં રાજકાજ કેમ ઘડાયાં છે તે જોઈએ; કારણકે આ ઘડતર ઉપર પારસી જેવી એક લઘુમતીની સફળતાનો આધાર રહેલો છે: યાને કે આપણે પારસી તરીકેની જીવનની જ્યોત જળતી રાખીને આ દેશમાં સુખથી અને આજે જેમ સંસારનું પાલન કરીએ છીએ તેમ જીવવાનું ચાલુ રાખી શકયે એ માટેનાં આજનાં રાજ્યનું ધોરણ આપણને સાથ આપી શકે કે? દરેક પારસીને ધંધો રોજગાર હાથ હોવો જોઈએ: દરેક પારસી કને દેશમાં વધતામાં વધતી હાલત પ્રાપ્ત કરવાને લગતી તકો મોકળી રહેવી જોઈએ: દરેક પારસી દેશમાં વડો પ્રધાન કે ઇલાકાનો ગવર્નર વગેરે બની શકે એવી બીન મુસીબતવાળી તકો તેની સામે પડેલી હોવી જોઈએ. આજે એવું આ દેશમાં છે કે? એવી તકો પારસીઓ માટે ઢંકાયલી નથી; પરન્તુ એવુંબી છે કે પારસી જેવી એક લઘુમતીને માટે એવી તકો ઉઘડી શકશે કે કેમ એ એક અંદેશો કરાવે એવું છે. રાજ્યસત્તા પારસીઓને બકાત રાખશે એવો ડર રાખવો નથી: પણ લઘુમતીપણાંને અંગે પારસીઓ એવી ઊંચ જગ્યાએ કદીબી આવશે કે એ સવાલ વિચારવાજોગ થઈ પડે છે.

## ઇન્ડિયન યુનિયન

ઓગસ્ટ ૧૫-૧૯૪૭ના દિવસથી આ દેશ નામે "હિંદુસ્તાન" મટીને "ઇન્ડિયન યુનિયન" તરીકે ઓળખાતા થયો છે અને જગતનાં રાજ્યદ્વારિ શેતરંજ ઉપર તે એક હિંદી યુનિયન તરીકેજ જણાવા લાગ્યો છે. પારસીઓનું જાતિ નામ ભલેને પારસી ઝરથુસ્ત્રી હોય પણ જગતના અનેક દેશોમાં તેનું રાજ્યદ્વારિ નામ હિંદી તરીકે હોય તો તેમાં કશો વાંધો નથી. તે હિંદી યુનિયનના શહેરી તરીકે હિંદ તેમજ જગતના કોઈબી મુલકમાં પોતાનો હક્ક અને દાવો રજુ કરી શકે છે. પારસી ઇંગ્લન્ડમાં હોય તો તે ત્યાંના શહેરી તરીકે તેમજ અમેરિકામાં હોય તો તે ત્યાંના શહેરી તરીકે પોતાનો દાવો પેશ કરી શકે છે. તેમ હિંદમાં રહેવાશ કરવાથી તે અત્રેના શહેરી તરીકે પોતાનો હક્ક ઇલાકો ભોગવે એવું આ દેશનાં નવાં નામનો અર્થ નીકળી શકે છે. તે મુજબ બીજી જાતિવાળાઓનું પણ કહી શકાય.

વળી દેશ ખુદને "યુનિયન"નું નામ આપવામાં આવ્યું છે જેનો અર્થ એવો છે કે બધી પ્રજાઓ એક થઈને રહે. રાજ્યદ્વારિ બાબદોમાં પણ ચાહે એટલા દેશમાં અંદર અંદરના ભેદો હોય તોએ દેશ તરીકે તો એકીજ જાહેર કરીશું. કોઈબી ઇલાકેદાર યા મધ્યસ્થ સરકારનાં કાર્યનો દાખલો લ્યો. ધારા-

સભાઓમાં કે પક્ષોમાં ચાહે એટલા તફાવતો રહ્યા હોય તો પણ એકત્ર દેશને લગતા સવાલોને માત્ર એકમુખીજ રૂપ મળી શકે. આ યુનિયન તરીકેનું નામ રાખવાનો હેતુ છે.

આવાં યુનિયનરૂપી દેશમાં પારસી જેવી એક તાંતણા મીસાલ કોમે પણ એકી ધારણામાં રાખીનેજ વર્તન કરવાનું છે. આ એકી માત્ર રાજ્યનૈતિક બાબદોમાંજ સમજવી. જાતિ કે સામાજિક ભેદો આવાં યુનિયનમાં કોઇબી ધરાવવાને સંપૂર્ણ છૂટ ધરાવે છે કારણકે તે ભેદોને રાજ્યનૈતિક નીસબત નથી. પણ જ્યાં જ્યાં એવી નીસબત કોમી ધોરણે ઊભી થાય ત્યાં ત્યાં યુનિયનમાં સત્તા ધરાવનારી સરકાર તેની સામે પગલાં લઇ શકે છે: દાખલા તરીકે હસ્તી ધરાવતાં યુનિયનનાં લશ્કરની હૈયાતી છતાં એકાદ કોમ ધારે કે અમારે અમારૂં કોમી લશ્કર બનાવવું છે તો તે સરકાર બંધ કરી શકે છે અને તેમ તેણે હિંદુમહાસભા અને મુસલીમ નેશનલ ગાર્ડઝ માટે બંધી કરી પણ દીધી છે. પારસીઓને રાજ્યનાં કોઇ અમુક પ્રકરણ સંબંધી રાજ્યની તકરારમાં વ્યર્થપણે આવવું પણ નથી. વળી રાજ્ય હકુમતે જાહેરબી કીધું છે કે દરેક કોમ અથવા જ્ઞાતિને પોતાનાં તંત્રો, જેવાં કે ધાર્મિક, સામાજિક, કલચરલ વિગેરે પાળવાને પૂર્ણ છૂટ છે, અને તેમાં ખુદ સરકાર પોતે પણ વચ્ચે આવી શકે નહિ. આવું છૂટ ભોગવનારૂં અને છૂટ આપનારૂં રાજ્યતંત્ર હોય ત્યાં દરેક કોમ, દરેક જાતિ ચિંતા વિના જીવી શકે છે.

### પ્રજાવાદ

આવા દેશમાં આજે ડિમોક્રસી એટલે કે પ્રજાવાદનાં ધોરણે સઘળું યંત્ર ચાલે છે. પ્રજાવાદમાં હંમેશાં રાજ્ય પક્ષો પડે છે, જેવું ઇત્તર વિલાયતનાં પ્રદેશોમાં છે તેમ. હિંદના પ્રજાવાદમાં આજે નીચે મુજબ પક્ષો પડયા છે:—

૧. કોન્ગ્રેસ
૨. સોશલિસ્ટ
૩. મુસલીમ લીગ
૪. કોમ્યુનિસ્ટ
૫. કામદાર

આ ઉપરાંત નાના નાના બીજા વિભાગોબી હોય પણ તેમની આજે દેશની મોટી રાજ્યદ્વારિ ગણત્રીમાં એટલી બધી અગત્યની કિંમત નથી. જાણવાજોગ એ છે કે પારસીઓમાં સંખ્યાબંધ મંડળો હસ્તીમાં છે પણ તેમનો એક પણ રાજ્યકીય દ્રષ્ટિથી કામ કરતો રાજ્યનૈતિક પક્ષ નથી.

કોન્ગ્રેસ પક્ષ તો આજે ખુદ સરકાર થઇ બેઠો છે અને તેણે બ્રિટિશને ખસેડીને પોતા હસ્તક સત્તા કાબેજ કરી છે. પારસીઓમાં જે કાંઇ રાજ્યદ્વારિ હિલચાલની તાકાત હોય તે આજે તો કોન્ગ્રેસ પક્ષમાં રહીને દેખાડવાની હોય

છે: દાખલા તરીકે મ્યુનિસિપલ ચુંટણીમાં કેટલાક પારસી ભાઇઓ કોન્ગ્રેસ પક્ષમાં જોડાયા હતા. એક લઘુમતી માટે એવી માન્યતા વાજેબ થઇ પડી છે કે તેણે સરકારને પડછાયે રહેવામાં સાર છે. પારસીઓ એક લઘુમતી તરીકે આ નીતિ ધારણ કરતી આવી છે. એથી જ્યારે કોન્ગ્રેસનો પાયો નાંખનાર પારસીઓ તેમના વખતમાં રાજ્યદ્વારિ કામ કરવા માટે સરકારથી વિરૂદ્ધ પડયા હતા ત્યારે પારસીઓની આજનીજ લઘુમતીવાળી દશા હોવાથી તે પારસી-ભાઇઓને એક કોમ તરીકે તેઓએ ટેકો આપ્યો નહોતો અને તેઓ એક કોમ તરીકે તો બ્રિટિશ સરકારનેજ ટેકો આપતા હતા. એવી રીતે આજે જ્યારે બ્રિટિશ મટીને કોંગ્રેસ સરકાર બનીછે ત્યારે પણ તેજ રીવાજ મુજબ પારસી જેવી લઘુમતીએ કૉન્ગ્રેસ સરકારને ટેકો આપવાનું દુરસ્ત ધાર્યું છે. વળી ખુદ રાજ્ય તત્વો જોતાં કૉન્ગ્રેસે કાંઇ બ્રિટિશરાજ્ય ધોરણમાં એવા અનમોલ ફેરફાર કીધા નથી કે જેથી કરીને પારસીઓ કૉન્ગ્રેસ સત્તાને ટેકો આપવામાં ખોટા કહેવાય, યા કે પોતાની કોમને નુકસાન કર્તા જણાવાય.

## સોશાલિસ્ટો

બીજો પક્ષ સોશલિસ્ટોનો કહેવાય છે. એમની તાકાત અને સંખ્યા જોતાં કોન્ગ્રેસ પછી એમનો નંબર બીજો આવી શકે છે. એ ભાઇઓનું કહેવું એવું છે કે આખી રાજ્ય હકુમત એવી હોવી જોઇએ કે સત્તા તે સેવા માટે રહી શકે. સમાજની સેવા એજ મોટી રાજ્ય હકુમત કહેવાય. જમીનદારી નિર્મુળ કરો. કારખાનાંઓમાં કામદારોની સત્તા વધારો. શ્રિમંતોની તાકાત દૂર કરો! ઊંચાના પગારો નીચા કરો અને નીચાવાળાના ઊંચા કરો, વિગેરે. જેમ વિલાયતમાં આવાજ સોશલિસ્ટો રાજ્યકાજમાં વર્તી રહ્યા છે તેવું આ ભાઇઓ અત્રે હિંદમાં કરવા માંગે છે. એઓ વિલાયતની લેબરપાર્ટિથી ઝાઝા જૂદા પડતા નથી. આ પક્ષમાં છૂટા છવાયા પારસીઓબી પડયા છે. કોઇ એનાં તત્વો સમજે છે તો કોઇ નહિ સમજ્યેબી એમાં દાખલ થાય છે. પણ પારસીઓ એક આખી કોમ તરીકે આ તત્વનો આશરો લેતા નથી કે નજદીકનાં ભવિષ્યમાં લે એવું દીસતું નથી. પારસી જેવી કોમ પોતાનું આર્થિક ભલું કઇ દિશાએ જવાથી થઇ શકશે એજ જુએ. રાજ્ય હકુમતને શું કરડવી છે, જો એક કોમ યા એક પ્રજાને તે હકુમતદ્વારા પોતાના જીવને શાંતિ અને સુખ અને આરામ નહિ હોય?

પારસીઓ છૂટા છવાયા આ પક્ષમાં જાય છે, જોડાય છે, અને અનુભવ મળવે કાચા પાકા પડવાથી અર્ધમન્યા થાય છે અને પછી માત્ર નામના પક્ષમાં ચાલુ રહે છે. પારસીઓ બધાજ ગુજરાતના હોવાથી એમની બુદ્ધિ વર્તણુંક અને એમનું ચારિત્ર સઘળું ગુજરાતના

વાણી ઉપર રચાયલાં હોય છે. એમની આર્થિક નજર ઘણું કરીને ગુજરાતીઓનાં તંત્ર ઉપર રચાયલી હોય છે, યાને કે એમને સોશલિઝમ જે આજનાં ધોરણે હિંદ દેશમાં પ્રચલિત થયું છે તે આજે પરવડી શકે એમ નથી. સોશાલિઝમ સારી વસ્તુ છે અને તે ન્યાયની વિવેક બુદ્ધિ ઉપર રચાયલ હોવાથી પારસીઓ જે ઘણા ન્યાયી અને સાચા છે તેઓ એવી સારી વસ્તુને પકડે તેમાં સારૂં છે અને ફાયદો છે. પણ પોતે એક બહુ નાની કોમ હોવાથી પોતાની સલામતી માટે આ કોમ બહુ ફિકરમંદ રહે છે. તેથી તે પોતાની મિલકત વધારવી, તેમાંથી ફાયદો હાસલ કરવો, તે ઉપર મોતેબર આધાર રાખવો એવા કેપિટલીસ્ટ ખ્યાલોમાં ઝડપાયલી રહે છે. કેટલીક વખતે તેટલા માટે પારસીઓ ઉપર મુંડીવાદીઓ લેખેનો આક્ષેપ પણ રહે છે. પારસી મુંડીવાદ અને બીજી કોમોનો મુંડીવાદ આ બે વચ્ચે ફરક છે. જ્યારે પારસી મઝદુરી કરી કમાય છે અને તે કમાણીમાંથી બીજાઓનો હિસ્સો રાખે છે ત્યારે બીજાઓ સર્વ કમાણી પોતા ઉપર ખર્ચે છે અને તે ખર્ચ પણ બહુ ટુંક કરે છે, જે દેશનાં દ્રવ્યને ખીલવવાની વચ્ચે આવે છે. બીજાઓની ઘણીક દૌલત સમાજને ઉપયોગી નીવડતી નથી, જ્યારે પારસીઓ પોતાની દૌલતનો રાસ્ત ઉપયોગ બહુ સત માર્ગે કરે છે અને સમાજને સુખી કરવા પાછળ પણ તેનો વ્યય કરે છે. આથી પારસીઓ આજની હાલતમાં આર્થિક કે રાજ્યદ્વારિ દૃષ્ટિએ સોશાલિઝમના સાથી થઇ શકે નહિ. કદાપિ તેઓ તે પ્રકારનાં સોશાલિઝમને કબુલ કરી શકે કે જેવું તાતાવાળાઓએ પોતાની બહોળી સંસ્થાઓમાં રાખ્યું છે તેવું.

## કોમ્યુનિઝમ

હિંદી રાજ્યદ્વારિ ક્ષેત્રમાં જે એક ત્રીજો પક્ષ હળવે હળવે જોર પકડતો જાય છે તે કોમ્યુનિસ્ટ પક્ષ છે. જે દેશમાં ભારે ગરીબાઇ હોય છે, જે દેશમાં સામાજિક કડીઓ મજબૂત રીતે આખા દેશને પકડી રાખી શકતી નથી અને જે દેશમાં પારકી ગુલામીનાં બંધનો હોય છે, તે દેશમાં કોમ્યુનિઝમ બહુ ઉંડાં બીજ વાવી શકે છે. દરેક દેશમાં આ ઉપરનાં ત્રણે વાનાં અથવા તો તેમાંનાં બે યા એક વાનું મૌજૂદ હોય છે. આથી કોમ્યુનિઝમે દુનિયાના દરેક વિભાગમાં ઉંડાં જડ ઘાલ્યાં છે. રશિયામાં તો એ જડમાંથી મોટાં વૃક્ષ ઉગી નીકળ્યાં અને તેમાંથી વળી ફળ પણ પાકીને રૈયતને ખાવાને આપવા માંડયા. બીજા કેટલાક દેશોમાં પણ એવુંજ બનતું આવ્યું છે અને આવે છે. હિંદુસ્તાનમાં પણ આ તત્વનું જોર છે. આજ સુધી તેણે ભયંકર પ્રમાણમાં દેખાવ દીધો નથી પણ ભવિષ્યમાં તે નહિ દે એમ પણ આપણે નાભરવશ રહેવાનું નથી.

## પારસીઓ ક્યાં?

હિંદી કોમ્યુનિસ્ટ અને હિંદી સોશાલિસ્ટ એ બે વચ્ચે ઝાઝો ફરક નથી સિવાય કે કોમ્યુનિસ્ટો હિંસાનાં બળમાં માનતા હોય દેશમાં ખુનામરકી યા

આગના બનાવોથી બને તો તેઓ એકદર છે: જ્યારે સોશાલિસ્ટો એટલી હદે જવા માંગતા નથી. તેમનાં તત્વો અત્યારની બ્રિટિશ રાજ્ય પ્રણાલિકાને મળતી છે. પારસીઓને એક કોમ તરીકે તેમની આજની હાલત જોતાં કોમ્યુનિઝમ નહિ પરવડી શકે. પણ જો રાજ્ય ખુદ સોશલિસ્ટ કે કોમ્યુનિસ્ટ થઇ પડે તો તેઓએ તેનો અસ્વિકાર કરવો એમ પણ પારસીઓ કહે નહિ. પણ ચાલતાં રાજ્ય બંધારણમાં સોશાલિસ્ટ યા કોમ્યુનિસ્ટ ધોરણ દાખલ કરવાને એક આખી કોમ તરીકે પારસીઓ તૈયાર નહિ થાય એમ દીસે છે: કારણકે તેમ કર્યાથી સમાજને અંગે જે મોટા ફેરફારો થવા અવશ્ય થઇ પડે તે ફેરફારો પારસી સમાજ સહેવી શકે નહિ. પારસીઓનો જીંદગીનો પ્લાન તેમનેજ અનુસરતો છે. તેમાં થોડુંક થયું પશ્ચિમનાં તત્વો વધુને વધુ દાખલ થયાં છે. અત્યારે જે પારસીની મિશ્રણ થયલી જીંદગી છે તે હિંદુસ્તાનમાં તેને સારી રીતે જીવવા માટે પૂરતી લાયક છે. જો હવે તે નવાં રાજ્યદ્વારિ બદલાતાં જતાં સ્વરૂપોને અનુસરીને બદલાતો જતો રહેશે તો તેને જીંદગી ભારરૂપ તો નહિ થઇ પડે. પણ એ બદલાબદલીના સોદામાં તેણે પોતાની અસલ્યાત તો નજ છોડવી જોઇએ કે ન ઢીલી પડવા દેવી જોઈએ. જો તેમ થયું તો પછી તે ઉછળતા સમુદ્રના મોજામાં કયાંએ ઊંડો ગર્ક થઇ જશે.

આ જાતની જૂદી જૂદી પાર્ટિઓમાં આ જે દેશનો પ્રજાવાદ વીખરાયલો પડયો છે. એમાં કોન્ગ્રેસ સરકાર તરીકેની હકુમત લઇ બેઠી છે. પારસીઓ એક કોમ તરીકે તો સરકારને પડખેજ ઊભી રહી છે યાને કે જે પક્ષ સરકાર તરીકે દેશમાં કાર્ય કરતો હોય તે પક્ષને પીઠબળ આપે છે. આ રૂઢી પારસીઓને મુબારક છે. પણ તે હવેથી આઝાદ મુલકમાં બદલાતા રહેતા પ્રજાવાદમાં જ્યાં પાર્ટિઓ રાજ્યઅમલ ઉપર આવે છે તેમાં તે રૂઢી નહિ પારસીઓને હાકેમીમાં હિસ્સો આપશે કે નહિ તેમના ઉપર કોઇપણ પાર્ટિ વિશ્વાસ મૂકી શકશે.

બ્રિટિશ હકુમત દરમ્યાન પારસી રૂઢી મુજબ તેઓ સરકારને પડખે રહ્યા અને કોન્ગ્રેસનો વિરોધ કીધો. કોન્ગ્રેસ હકુમત વેળા કોન્ગ્રેસને ટેકો આપ્યો અને બીજા પક્ષોનો વિરોધ કીધો. ભવિષ્યમાં ધારો કે કોઇ બીજો પક્ષ સરદારીમાં આવ્યો તો તેને ટેકો આપી બીજાઓને સાથ નહિ આપે તો તો પછી દરેક પક્ષ આપણને સોડાવાટરના ગોલ્વા જેવાજ સમજશે. તેઓ આપણા ઉપર સ્વાર્થીપણાંનો આક્ષેપજ લાધશે કે પારસીઓ તો જે હકુમત સત્તામાં હોય તેનેજ ટેકા સમાન ગણે છે; એમની કોઇપણ રાજ્યદ્વારિ નીતિ નથી કે નથી એમનું કાંઇપણ પ્રકારનું કોમી દ્રશ્ય.

## પારસી વફાદારી

આ તેમનું જણાવવાનું ખોટું નહિજ કહેવાય કારણ કે સરકારને પડખે રહેવું એ કાંઇ રાજ્યનૈતિક પોલિસી નહિ ગણાય, એતો દેશમાં આસલી બળ-

વંત સત્તાને આશ્રયે જીવવું એવો અર્થ થાય છે. ટૂંકમાં ઉગતા સૂર્યને નમવા જેવું થાય છે. કહે છે કે પારસીઓનાં ભણતરમાં પણ એવુંજ જણાવવામાં આવ્યું છે કે બાદશાહને નામની તંદુરૂસ્તી ભણવી. પણ એ પૂરાણાકાળનાં બાદશાહી રાજ્યતંત્રોના જમાના હતા ત્યારે અનુકુળ હતું પણ હવે જ્યારે તે તંત્રો પોતેજ સદાનાં બદલાઇ જઈ બાદશાહીપણુંજ નાશ પામ્યાં છે તો પારસીઓએ શાહી સરકારને સલામી ભરવાની રાજ્યનીતિ ચલાવ્યા કરવામાં મોટું દુ:ખભર્યું પગલું લીધેલું લેખાશે. ચાલતી સરકાર હાકેમ છે માટેજ કરીને તેને સલામી ભરવી એ ખોટું છેઃ અને ખરૂં પૂછો તો કેટલાક પારસી છાપાઓ કદાપિ એમ કહેતા હશે પરન્તુ પારસી ઈમાન, પારસી દીલ આ ખોટી પદ્ધતિની વિરૂદ્ધ છે.

જે ઉપલું ધાર્મિક સાહિત્ય કે પારસી જીવન સાધારણ રીતે આપણને સરકારને ટેકો આપવા સંબંધી જણાવે છે, તેની મતલબ એ છે કે બેવફા ન થવું, બીન તાબેદાર ન થવું. પણ તેનો અર્થ જે રાજ્યસત્તા હોય તેનું સઘળુંજ કહેલું યા કરેલું માન્ય કરી લેવું એવો થતો નથી. વફાદારીનો ગુણ પણ તેની હદની સીમામાં રહીને પાળવાથી તે ગુણ સમાન રહી શકે છે, પણ માત્ર ગાદીનું પૂતળું સામે છે કરીનેજ તેને વફાદાર રહેવું એ આજના લોકવાદનાં ધોરણથી એલાહેદું છે અને તેને કોઇ પણ પ્રજા કે કોઈ પણ કોમ પીઠબળ આપી શકે નહિ.

પારસીઓ આવા સોડા વોટરના ગોલવા જેવા આજસુધી રહ્યા હોવાથી કરીનેજ તેમને પોષી લેવા માટે ઇધર ઉધર રાજ્યસત્તાના અમલમાં જગ્યાઓ આપવામાં આવે છે. પણ કોમ તરીકે પારસીઓએ એ જગ્યાઓ હાથ કરી નથી એમ કોણ ના પાડી શકશે. જો કાંઈ રાજ્યદ્વારિ નિતિ આપણે પોતે બજાવ્યે, કાંઇ રાજ્યદ્વારિ કાર્યક્રમ આપણે ઘડી કાઢયે અને આપણું પોતાનુંજ કરીને આપણે દેશમાં તે મેળવવા લડયે તોજ આપણે લોકવાદનાં તંત્રમાં કાંઇ પારસી તરીકે બજાવી શકીશું. તે વળી બીજાઓના ક્રમથી એટલું એલાહેદું નહિ રાખવું જોઇશે કે જેથી વળી કોમીપણાંના કલંક આપણને લાગે.

## કોમી રાજયકીય પક્ષ?

પણ લોકવાદમાં કોમી રાજ્યકીય પક્ષ હોય કે? આ સવાલ આજે દેશમાં ઘણો અગત્યનો થઇ પડયો છે. એમ થવા દેવાથી અને ઉતરી આવેલું હોવાથી મુસલમાન અને હિંદુ વચ્ચે કલેહ જાગ્યો. ખુદ હિંદુ–હિંદુ વચ્ચે કલેહ જાગ્યો અને શાંતિ અને સુલેહ ફેલાવતાં ગાંધીજીનો જાન ગયો. પારસીનું કોમી રાજ્યકારણ હોઇ શકે નહિ અને પારસી એવા કોમીવાદમાં વિશ્વાસ ધરાવતો નથી; પણ કોમની રાજ્યકિય દ્રષ્ટિએ વિચાર કરતા કેટલાક સાહેબોએ સાથે મળીને એટલું તો નક્કી કરવું જોઇશે કે દેશમાં કે જ્યાં પારસી જીવે છે અને પોતાનું

સર્વસ્વ દાટીને રહ્યો છે ત્યાં કયાં ધોરણનું રાજ્યકાજ રહેવું જોઇએ, જે હોય તેમાં શા ફેરફારો થવા જોઇએ, જે ફેરફારોની સૂચના થાય તે ફેરફારોથી દેશને શું ફાયદો થઇ શકે છે, કોમને શી રાહત મળી શકે છે વિગેરેને લગતાં જ્ઞાનના દર્યાવમાં પારસીએ પોતાનાં મસ્તકની હોડી ફેરવવી જોઇશે. આ સઘળું કામ બીજાઓ જે કરે છે તેથી આપણે એટલાબધા સંતોષી નથી કે જેથી આપણે તેમનાં રાજ્યકીય કાર્યોને વખાણીએ. આ અસંતોષ માત્ર આપણોજ એક કોમ તરીકેનો નથી. આવી રીતે અસંતોષી રહેનારાં ઘણાંક બીજાં પ્રાણીઓબી છે. આપણને તે માઇનોરિટિઓ સાથેબી થવું જોઇશે.

કોઇ અનાજ સંબંધી અસંતોષી છે, કોઇ બેકારી સંબંધી અસંતોષી છે, કોઇ લુગડાંલત્તાં તો કોઈ આવક જાવક સંબંધી અસંતોષી છે. પારસીઓને પ્રોહિબિશનની નીતિ જેમ ડંખે છે તેમ વળી તે ડંખ બીજી કોમોને પણ લાગે છે. આવા ડંખો અને અસંતોષોથી દેશમાં ચલતાં રાજ્યની તરફદારી કરનારા હોય તો વળી તેનો વિરોધ પણ કરનારા હોય છે. એવું દરેક લોકવાદનાં તંત્રમાં બનતું રહ્યું છે. અસંતોષો વધુ થઇ જાય અને તેમાંથી બંડની આગ ફેલાય ત્યારે લોકવાદમાં ચાલતું રાજ્ય તૂટે છે અને નવું બરપા થાય છે. ત્યારે પારસીઓએ આવા અસંતોષીઓના પક્ષો સાથે મળીને એક opposition camp યાને કે વિરોધ પક્ષ બનાવવો જરૂરી છે. તેમાં માત્ર તેઓજ હોય એ વાત નથી. પારસી એકલો કશુંએ કરી શકે એમ નથી. પણ તેની સાથે સાથે બીજાઓ પણ રહેવા જોઇએ છીએ અને તેમને પણ oppositionમા ખેંચવા એ જરૂરનું છે. એક મજબૂત વિરોધ પક્ષ બનાવીને સરકારનાં અશુદ્ધ અને અન્યાયી જણાતાં સઘળાં કાર્યો સામે લડત ઉપાડવી એ આપણા ઉપર એક જુમ્મેદારી મીસાલ રહેવું જોઇએ છીએ. વિરૂદ્ધતાનું બળ એક વખતે તૈયાર થતાં સરકારનાં ખોટારાંઓ ઉપર ચોખ્ખી કટાક્ષ થતી રહેશે; અને સચ્ચાઇ માલૂમ પડતાં ખુદ દેશ અને સરકાર પણ આપણી ઉપકારી રહેશે. ચોખ્ખી નિષ્ઠાથી અને પ્રમાણિકપણે સરકારને ખોટારાંમાંથી બાહેર કાઢી સારાંપણાંના માર્ગે નાંખવી એના જેવું ઉત્તમ જરથોશ્તી કામ બીજું કશુંએ ન હોય.

## વિરોધ પક્ષ

તેમ કરતાં માત્ર કોમી લાભો નથી જોવાના: આપણે વિરોધપક્ષનું બંધારણ માત્ર કોમીદાવા ઉપર નથી રચવાનું કારણકે આપણે રાજ્યકીયપણાંમાં કોમવાદ લાવવા માંગતા નથી પણ આપણે તો આપણી સરદારી હેઠળ સરકારનાં ખોટારાં વિરૂદ્ધ એક મોરચો ઊભો કરવાનો છે જે માટે દેશ આપણને ટેકો આપ્યા વિના રહેશે નહિ. પારસીઓએ જ્યારથી રાજ્યદ્વારિ હિલચાલ પગભેર થવા લાગી ત્યારથી એજ કેમ્પમાં રહી સરકારને પુષ્કળ સાધી કરી છે અને દેશને

ઘણો ફાયદો કર્યો છે. પારસીઓનું સ્થાન વિરૂદ્ધ પક્ષમાં હોવાથી પારસી રાજ્યનૈતિક તત્વો સરકારને માર્ગદર્શક થઇ પડ્યાં છે. આપણે તો સર્પેન્તો મૈન્યુની ધજા હેઠળ રહી અંગ્રેમૈન્યુને તોડવા માટેજ જીવન અપનાવવાનું છે.

પણ તેનો અર્થ એમ નથી કે આપણે ચાલુ સરકારનું નીકદંન કર્તા વિરોધી તત્વ તરીકેજ રહેવું. કેટલાંકાનો અભિપ્રાય એવો છે કે આપણે તો બ્રિટિશોના કાળથી સરકારની પડખે રહી કામ કરનારા અને વફાદારીથી જીવન ગુજારનારા છીએ. કેટલાંકો તો આગળ વધીને એમબી કહે છે કે રાજ્યકર્તાને માટે હંમેશાં તંદુરસ્તી ભણતા રહેવું. પણ આ તેમની સમજણમાં સરતચૂક છે. આપણે વફાદારીમાં કાચા નથી; આપણે ઇમાનદારીમાં હિંદમાં વસ્તી સઘળી યા ઘણીક કોમથી ઉતરતા નથી. પણ આપણા મજહબ પ્રમાણે આપણે દેશમાં જીવનારાની વફાદારી, રાજ્યમાં રહેલાં સત્યને માત્રજ વફાદાર રહેવાને લગતી છે: તેમાં રહેલાં અસત્ય અને વિરોધને લાયકના તત્વોને આપણે કેમ વફાદાર રહીએ સિવાય કે આપણા મજહબ ખુદથી આપણે વેગળા જઇએ. રાજ્ય કાંઇ રાજા નથી; રાજ્ય તો એક હવાઇ હાલત છે અને લોકવાદ દરમ્યાન આ હવાઇ હાલત જે પક્ષ બળવાન હોય અને હવામાં વધુ બલુન ફિડાવનારો હોય તેને આધીન રહે છે. હિંદમાં રાજ્ય આવાં થઇ પડયાં છે કે જેવાં પશ્ચિમના દેશોમાં ફુંફાડા મારે છે તેવાં. ગમે તેમ રાજ્ય ચાલતાં હોય તે સર્વેને વફાદાર રહેતાં ક્યાં પાળવે? રાજ્ય તો મનુષ્ય પ્રાણીઓનાં બને છે અને આખરે રાજા બાદશાહ પણ મનુષ્ય પ્રાણીઓ છે, તેમ વળી આજના કરતા કારવતાઓ પણ મનુષ્ય પ્રાણીઓજ હોઇ શકે. એઓમાં કોઇ કેવાં રાજ્ય તત્વો માને અને કોઇ કેવાં પાલન કરે. એ સઘળાંને વફાદાર રહ્યા હોય તો વફાદારી પોતે પણ દુર્બળ બની જાય અને પારસીઓ ગર્જાઉ, અને ખુશામદ કરનારાઓમાંજ ખપે. એમ કરવાની શી જરૂર છે? બધુંજ જે કાંઇ રાજ્ય કરે તે ખરૂં હોતું નથી જેમ બધુંજ જે કાંઇ રાજ્ય કરે એ ખોટું હોતું નથી. આપણે માત્ર સત્યના વફાદાર અને ખોટારાંના વિરોધા—એમ ધરીનેજ રાજ્ય સત્તાની ઘટનામાં આપણો ભાગ અને હિસ્સો ભજવો જોઇએ છીએ.

એક લઘુમતી માટે એ માર્ગ પોતાનાં સંરક્ષણ માટે છે, એટલુંજ નહિ પણ તેની રાજ્યદ્વારિ સ્થિતિ પણ બળવાન બનાવે એવી છે. જો ઘણીક લઘુમતીઓ સાથે થઇને એ મુજબજ કરે તો સરકારમાં રહેલાં ખોટારાંઓનો દોર ઘણે મોટે ભાગે તૂટી શકે. આ લોકવાદનાં તંત્ર ઉપર રચાયલી દરેક સરકારનું સાધારણ ધોરણ હોય છે. દરેક દેશમાં એમ બનતું આવ્યું છે અને હિંદ કે જેનું રાજ્યશાસ્ત્ર પણ એવીજ ડિમોક્રસી ઉપર રચાયલું છે ત્યાં પણ એમજ બનતું જોઇએ છીએ, પારસીઓ તરફમાં રહેશે તેમ વળી પારસીઓ

વિરૂદ્ધમાં પણ રહેશે. પણ સરકાર સાથની સીધી હાથદોરીમાં ઉતરવા પહેલાં પારસીઓએ જૂદી જૂદી પાર્ટિઓમાં પણ સાથ લેવો પડશે. પારસીઓ ભણેલા છે, દેશના સાચા પુત્રો છે, સમાજના બીનસ્વાર્થી સેવકો છે એટલે તેઓ કયાં ને કયાંબી કોઇ કોઈ પક્ષોમાં દાખલ થઈ શકશે. જેમ જેનાં દીલ અને મનને સાચું લાગે તેમ તે પક્ષોમાં જોડાઇ શકે છે. આઝાદ દેશમાં પારસીબી આઝાદ છે. જ્યાં સઘળો સમાજ એક યા બીજા પક્ષમાં તર થતો જાય ત્યાં પારસી પણ વ્હેંચાઇ જઇ શકે છે. કોઇ કોન્ગ્રેસ પક્ષનો સાથી બને તો વળી કોઇ સોશાલિસ્ટ કે કોમ્યુનિસ્ટ પક્ષનો દાવો કરી શકે. આવી પાર્ટિઓમાં દાખલ થવાથી ઘણુંક જોવાનું, જાણવાનું અને અનુભવ મેળવવાનું મળશે. આ શિક્ષણ જ્યારે પારસી મેળવશે ત્યારે તેને માલૂમ પડશે કે અંદરનું હિંદુસ્તાન કેવું છે અને તેની સાથે કેમ તેણે સંબંધ રાખવો અને કોમ તરીકેની પારસી વળાણો કેમ ઘડી કાઢવી જોઇએ. એવી પાર્ટિઓમાં પારસી ઉંચો આવી શકે અને જો તેમ થયું તો તેને સરકાર સાથના સીધા સમાગમમાં આવવાના સંભવો ઊભા થાય છે.

## રાજ્યદ્વારિ અનુભવ

આજની દુનિયામાં રોજંદો રાજ્યદ્વારિ મામલો ફેરવાતો રહે છે. એમાં કોમ તરીકે આપણો ઉપર શી શી અસરો થાય છે તે અનુભવ શીખવે તે પહેલાં બીજાઓ સાથે મળીને જાણી લીધેલું બહુ સારૂં છે. જેમજેમ આપણે બીજી કોમો સાથે રાજ્યદ્વારિ નાતું જોડતાં જઇશું તેમ તેમ તેઓમાં આપણા ઊંચા જુસ્સાનું મહત્વ આપણે સમજાવતા જઇશું. આ જૂદાજૂદા પક્ષોમાં સ્વાર્થની નીતિ તેના બહુ કડવા આકારમાં રજુ થતી રહેલી છે. દેશને માટે શુદ્ધ લાગણી આપણા દેશીઓમાંથી બહુ થોડામાં છે. કેટલાકો તો દેશ એટલે પોતેજ, પોતાનો સ્વાર્થ અને પોતાનો ધંધો ઉદ્યોગજ સમજે છે. કેટલેક ઠેકાણે તો અપ્રમાણિક નિષ્ઠા પણ બાહેર આવેલી પૂરવાર થઈ છે. પારસી એટલો દુર્ગંધી નથી. તે પોતાનાં જીગરમાં માઝદયસ્નની આતશ ધરાવે છે અને તેટલોજ તે પવિત્ર પણ છે. દેશનું હિત તેને ઊંડે હૈડે છે એટલે તેને તે કદી પણ ભૂલી જઈ શકતો નથી. આ તેના સદગુણોનું મિશ્રણ બીજાઓના સાધારણ ગુણો સાથે થવાથી તે બાહેર આગળ અને ઊંચે આવ્યા વિના રહેતો નથી. માટે જયાં યોગ્ય લાગે ત્યાં પારસીએ ઘુસવાની જરૂર છે.

કોમમાં જે રાજ્યદ્વારિ બિંદુએ કામ કરતાં મંડળો હોય તેમણે આ દિશાને ઊંચકવી જોઇએ છીએ અને કોમના જુવાન વર્ગને તે તરફ આકર્ષવો ઘટે છે. ઘણાક રોજંદા પ્રશ્નો એવા એવા નીકળવાના કે જેમની અસર પારસીઓ ઉપર બીજાઓ કરતાં એકંદર લેતાં વધુ ઊંડી થવાની. આ અસર જો ખરાબ નીવડી તો કોમને નુકસાન છે. નેશનલાઇઝેશન, પ્રોહિબિશન, ડેથ ડયુટિઝ, જમીનદારીનો

નાશ–વિગેરે જેવાં જમાનાનાં રાજ્યદ્વારિ બળો જે ફૂટે છે તેમાં પારસીઓનો પૂરાણો સમાજ અને તેની ઘટના તુટતી જાય છે, બદલાતી જાય છે. બદલાયા તો કરવું પડશે પણ તેથી બદલીમાં પારસીઓનો નાશ નહિ થાય એ જોવાનું કોણ કરી શકે સિવાય કે પારસી રાજ્યદ્વારિઓ? માટે આપણામાંના કેટલાકો ઉપર તો આ જોખમદારીઓ રહેશે અને તે જોખમદારીઓ આપણે અદા કરતા રહેવાની બહુ જરૂર છે.

## આપણો નાશ થાય નહિ

હીંદુસ્તાન દેશ જેવા ભલા, નીર્દોષ અને ગુણવંતા દેશમાં આપણે જન્મ લઇ જીવવું એ દુનીયામાં આપણે માટે સુખ અને શોભા સમાન છે. અત્રે આવ્યા પછી પારસીઓને એક કોમ દાખલ તો હિંદુ ભાઇઓ તરફથી કશાં પણ ખાસ સંકટ મળ્યાં નથી. સુખદુઃખ તો જીવનમાં જેમ વ્યકતીને તેમ સમુહ અને સમાજને સર્વ ઠેકાણે હોયજ. પણ પારસી પારસી છે માટે કરીને આ દેશમાં કશા પણ હાંદેસા આપણુ ઉપર હીંદુ રાજ્ય કે ઇસ્લામી રાજ્યમાં પડયા નથી. જ્યાં આપણે પોતે કાંઇ કોઇના સંસારનો બીગાડો કર્યો હશે ત્યાં આપણે આપણી જાતને નુકશાન કર્યું હશે. પણ તે તો હાથે કીધાં હઇયે વાગે એ કુદરતનો નીયમ છે. આપણા હીંદુસ્તાની ઇતીહાસમાં આપણા ધર્મ કે આપણા સંસાર ઉપર કોઇબી બીજા પરધર્મવાળાઓએ આપણું નીકંદન કાઢવા બળવો કીધો નથી. મુંબાઇમાં બેએક હુલ્લડો થયાં હતાં પણ તેનું અસલ કારણ આપણું પોતાનું ઘર બરોબર નહીં હોવાને લગતું હતું અને આપણો પોતાનો કાંઇક કસુર હતો. હીંદુ બહુમતીની વચ્ચે આપણી ગમે તેટલી નાની લઘુમતી હોય તોબી અગર આપણાં લખ્ખણ પાધરાં હોય તો આ બહુમતી તરફથી આપણા સંસારને ધોકો પુગે એવું બનવા જોગ નથી. આપણો ધર્મ કદીબી જોખમાય એવું નથી. ઉલટું આપણે દુર્વન્દ, કરપાન, કીકાન એવા શબ્દો વાપરીને એમનેજ દુર રાખ્યા છે. એવું ધાર્મીક દુર રાખવાપણું આજના સમાજમાં પણ ચાલુ રાખવું જોકે જરૂરનું લાગશે તો પણ સંસારની છુટમાં તે ચાલુ નહી રાખી શકાય. બન્ના ભેગો આપણો પણ રાહ એવું રહેવાનું. કેટલાક ધાર્મીક અંકુશો હજુ લાંબા વખત સુધી આપણને સાંસારિક જરૂરો તરીકે રાખવા પડશે. કારણકે હંમેશાં બહુમતીઓ વચ્ચે વસતા ધર્મનું ઝનુન રાખ્યા વીના લઘુમતીના ધર્મના અંકુશો રાખવામાં લઘુમતીને સારૂં છે. પણ જો તેબી દરવાજા ખુલ્લા મુકયા તો લઘુમતીની નસલ નાબુદ થવાનો સંભવ છે.

જો લઘુમતી એવ્ડ હાલતમાં આર્થીક બાબદો તરફ નજર નાંખશે તો બહુમતી તરફથી ફાયદોજ છે. પારસી દુકાનદારની ઘણી ખરી ગ્રાહકી પરકોમનીજ હશે. પારસી ઘરોમાં નોકરીયાત વર્ગ હેકા પગારેજ નોકરી કરશે કે જેઓ

પરદેશી હશે, પારસી ઘરબાર બાંધનારા પરદેશીજ હશે કે જેઓ જેમ પરદેશીઓ કનેથી જે દામ લે છે તેજ દામ આ લઘુમતી કનેથી લેશે. એજ રીતે બહુમતીના મહાસાગરમાં આ નાની લઘુમતી સુખની બાબદમાં તો કયાંયે સમાઇ જશે. એ સુખ છે અને હતું કરીનેજ ૧૩૧૭ વર્ષ દરમ્યાન પારસીઓનો જાતી બંધને સખ્ત હોવા છતાં, બાહેરનાઓ પારસી નહી થઇ શકે, એવી સખ્તાઇ હોવા છતાં પારસી સંખ્યા વધી છે. આ વધારો એજ સુખની નીશાણી નહી તો બીજું શું? ગરગામડે મોટી મોટી જમીનો લઇ વાડી વીસ્તાર વધાર્યો. શહેરોમાં પણ મોટાં ઘરો આખાંને આખાં આપણે લઇ કુટુંબ કબીલો વધાર્યો ત્યારે તો પારસી સંખ્યા આજે લાખ ઊપર આવી. આમ સુખ તેમ બીજી બાજુએ ડર પણ હોય છે કે જે આજના ગુંચવણ ભર્યા સંસારમાં વધુ પ્રમાણમાં આવી પડયો છે. બહુમતીઓ છલાંગ મારીને જ્યારે આપણે જે રસ્તે પ્રગતી કરી તેજ માર્ગે તેઓ પણ કરી રહી છે ત્યારે આપણ બનેની પ્રગતીઓ એકબીજા સાથે અથડે છે, લડે છે અને એમા આપણે હારતા ન હોઇએ પણ પાછળ તો નક્કીજ પડીએ છીએ. આ તે છુરીની ધાર કહેવાય. આપણા મરદોને છુરા ન મુકાય તોએ મુકવા પડે છે: આપણા બાઇરાંઓને પણ ઘરનાં થાંભલા સાથે કયાં સુધી બાંધી રાખ્યે? નાનાં છોકરાં છઇયા વટીક સહવારથી ભાગભાગમાં પડે છે તો મોટાંઓની તો વાતજ શી કહેવી? ત્યારે આવી લઘુમતીઓની સાંસારિક બારીકીઓ બહુ વધી પડે છે.

આવી બારીકીઓમાંથી જ્યારે મુસલમાન જેવી મોટી લઘુમતી ટકી નહી શકી ત્યારેજ તેઓએ એ માંહેલા મુલકની પાકીસ્તાનનાં નામ હેઠળ માંગણી કીધી. પારસી જેવી અતી નાની લઘુમતીથી આ માંગણી ન થાય. ભારે બહુમતીના વસ્તી વચ્ચે ભારે સાવચેતીની ધાર્મીક જરૂર છે તેમ નાની બહુમતીની વસ્તી વચ્ચે નાની સાવચેતીની તેવીજ જરૂર રહે છે. માટે કરીને પાકીસ્તાનમાં જે જે પારસી લઘુમતી રહેશે તેને માટે એવીજ મુશ્કેલ સાવચેતીઓની જરૂર રહેશે; પાકીસ્તાનમાં ઇસ્લામી રાજ્ય કઇ વૃત્તીથી લઘુમતી તરફ વર્તણુંક કરે છે તે જોવાનું છે અને તેઓ કેવા કાયદા કાનુન બનાવે છે તેનો આપણે અભ્યાસ કરવાનો છે. જો કે જેમ ઇરાનમાંથી આપણે તેમનો ત્યાગ કરી અત્યારે અત્રે આવવાની જરૂર પડી તેવી જરૂર કદાપી હવે નવા જમાનામાં એકબારગી નહીબી રહે પણ તે છતાં આપણી બારીક ધાર અહીં પણ તેવીજ રહેવાની એ અચોક્કસ નથી. જેમ યહુદીને પોતાની લઘુમતીથી રહેતાં સાવચેત જીવતું પડે છે, જેમ હીંદુસ્તાનમાં શીખ લોકોને તેવી સાવચેતીથી જીવવાની જરૂર રહે છે, તેમ આપણુને લઘુમતી મટી બહુમતી થઇએ નહી ત્યાં સુધી ડરના વખત દરમ્યાન બહુ સાવચેતાઇથી રહેવું પડવાનું.

~ સમાપ્ત ~




---

# *Dr. D. Writer*

**HALL-MARK FOR**

FRUIT SYRUPS: MANGO and PINEAPPLE SLICES: JUJUBS: SUGARED ALMONDS: PISTO PEPS: MILK CHOCOLATES:

ALSO

***Manufacturers of***

TOOTH POWDER PREPARED ON SYNTHETIC LINES.

*Bhawani Shankar Road,*
*Dadar, Bombay.*

આ પુસ્તક "શાહનામા પ્રેસ,"
૧૨. કારવાર સ્ટ્રીટ, ફ્રીઅર રોડ,
કોટ, મુંબઈ મધ્યે હો. તે. અંકલે-
સરીઆએ છાપ્યું છે અને એસ.
એચ. ઝાબવાળાએ ખાર, મુંબાઈ
મધ્યેથી પ્રગટ કર્યું છે.

કિંમત રૂા. ૧-૦-૦